"વૈદ્યકલ્પતરુ" માસિકની ૩૪ મા વર્ષની ભેટ.

# ક્ષયરોગ નિવારણ.

ક્ષયરોગની પ્રાથમિક અગર પૂર્વાવસ્થા, તેનાં કારણો,
લક્ષણો અને તેનું વખતસરનું નિદાન.

**The Pre-Tubercular or Primary
stage of Consumption, Its causes,
Symptoms and early Diagnosis.**

કિંમત દોઢ રૂપીઓ.

"વૈદ્યકલ્પતરૂ" માસિકની ૩૪ મા વર્ષની ભેટ.

# ક્ષયરોગ નિવારણ.

## ક્ષયરોગની પ્રાથમિક અગર પૂર્વાવસ્થા, તેનાં કારણો, લક્ષણો અને તેનું વખતસરનું નિદાન.

## The Pre-Tubercular or Primary stage of Consumption, Its causes, Symptoms and early Diagnosis.


લેખક,

**વૈદ્ય જટાશંકર જેશંકર દવે ધ્રાંગધ્રાવાળા.**

ક્ષયરોગ, મેલેરીયા, જીર્ણજ્વર, સંગ્રહણી, ફ્લ્યુ, કોલાઇટીઝ અથવા પરદેશનું પાણી લાગવાના વ્યાધિઓ, પુરૂષત્વ સંરક્ષણ વિગેરે પુસ્તકોના કર્તા.

ઠે. ખેતવાડી મેઇનરોડ, સિંધીગલી, વહોરાનો માળો, મુંબાઈ નં. ૪.



પ્રકાશક,

**વૈદ્ય રવિશંકર જટાશંકર ત્રિવેદી.**

તંત્રી "વૈદ્યકલ્પતરૂ" ૭૪ રીચીરોડ, અમદાવાદ.

સંવત ૧૯૮૫ સને ૧૯૨૯ પ્રથમ આવૃત્તિ નકલ ૧૨૫૦

અમદાવાદ—ધી ડાયમંડ જ્યુબિલિ પ્રિન્ટીંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.


કિંમત દોઢ રૂપીઓ.

# પ્રસ્તાવના.

ક્ષયરોગ એ એક ઘણોજ ત્રાસદાયક વ્યાધિ છે એટલુંજ નહીં પણ દુનીયાના દરેક ચિકિત્સકોએ તેની એક મહા અસાધ્ય વ્યાધિમાં ગણના કરી છે અને પ્રાચિન દેશી વૈદ્યોએ તો તદ્દન નિરાશ થઇને **राजयक्ष्मा न जीवेत** એવો અભિપ્રાય તેને માટે જાહેર કર્યો હતો. આ પ્રમાણે આજદીન સુધી ક્ષયરોગ વિષેની એવી માન્યતા હતી પણ હમણાં હમણાં વિદ્વાન ચિકિત્સકોની અનુભવપૂર્ણ એવી માન્યતા થઇ છે કે જો ક્ષયરોગનું તેની પૂર્વાવસ્થામાં બરોબર નિદાન કરવામાં આવે તો તેમજ તેના તાત્કાલિક ઉપાયો શરૂ કરવામાં આવે તો તે વ્યાધિ કેટલેક દરજ્જે અટકી શકે છે એટલુંજ નહીં પણ શરૂ થયેલો વ્યાધિ થોડાઘણા અંશે નાબુદ પણ કરી શકાય છે. આ પ્રમાણે વસ્તુસ્થિતિ હોવાથી ક્ષયરોગની પ્રાથમિક અવસ્થાનું વિગતવાર વર્ણન લખવાનું મેં કેટલાક વખતથી શરૂ કર્યું હતું અને તે વિષે એક સારો નિબંધ મેં લખી રાખ્યો હતો પણ સગવડતાને અભાવે તે બહાર પાડી શકાયો નહોતો; પણ સુભાગ્યે **"વૈદ્યકલ્પતરૂ"**ના માલીક તરફથી આ વર્ષની ભેટ તરીકે મને પુછાવતાં મેં તેમને આ લેખ બતાવ્યો અને તેમને તે પસંદ પડવાથી તે જનસમાજ સમક્ષ રજુ કરી શકાયો છે.

આ લેખ જો કે મેં ઘણો પરિશ્રમ કરી અનેક પ્રાચીન તેમજ અર્વાચીન ગ્રંથોને આધારે લંબાણપૂર્વક તૈયાર કર્યો હતો તેમજ તેમાં અનેક પ્રાચીન વૈદ્ય દાક્તરોનાં મૂળ લખાણો વિગતવાર આપવામાં આવ્યાં હતાં પણ સ્થળ સંકોચના લીધે તે સંપૂર્ણ અંશે છાપી શકાયાં નથી તો પણ જેટલું છાપવામાં આવ્યું છે તે બરોબર છે અને વાંચકવર્ગને ઘણું ઉપયોગનું થઇ પડે તેવું છે.

**વૈદ્ય જટાશંકર જેશંકર દવે ધ્રાંગધ્રાવાળા.**
ઠે. ધ્રાંગધ્રા કાઠીયાવાડ તથા
**સીંદીગલી, ખેતીવાડી મેઇનરોડ, વોરાનોમાળો, મુંબઇ, નં. ૪.**

# પ્રકાશકનું નિવેદન.

"**વૈદ્યકલ્પતરૂ**"ના ગ્રાહકોને દર વર્ષ ભેટનું પુસ્તક આપવામાં આવે છે અને વર્ષોવર્ષ ભેટના પુસ્તક માટે વિષય અને લોકરૂચીનો વિચાર કરવો પડે છે તે ઉપરાંત જમાનાની જરૂર શું છે તે ઉપર પણ લક્ષ રાખવું પડે છે. આ હીસાબે આ વર્ષ માટે એ ત્રણ બાબતો સંબંધી વિચાર કરતાં અત્યારે હિંદમાં લોકભક્ષક કયું દરદ છે અને તે દરદ લાગુ ન પડે અગર પડવા માંડે તો તેમાંથી શી રીતે મુક્ત થવું એ પ્રશ્ન અગત્યનો થઇ પડયો છે. ક્ષયરોગ કુદકે અને ભુસ્કે વધ્યે જાય છે અને મોટાં શહેરોમાંથી આ જીવલેણ દર્દ હવે ગામડામાં પણ પેઠું છે અને યુવાન સ્ત્રી પુરૂષો અકાળે મરણ પામે છે. અમે અગાઉ **ક્ષયચિકિત્સા** નામનું પુસ્તક ભેટ તરીકે આપેલું છે પણ ક્ષયરોગ લાગુ પડયા પછી મટવો મુશ્કેલ છે અને તે માટે અમે તે ઉપાયો કે ચિકિત્સા વ્યર્થ જાય છે એટલે ઉત્તમ માર્ગ તો એ છે કે "**ઉપાય કરતાં અટકાવ ભલો**" એ હીસાબે ક્ષયરોગ લાગુજ ન પડે અગરતો લાગુ થવા પામતાં શું શું લક્ષણો જણાય અને લક્ષણો જાણી લીધા પછી તેના અટકાવના ઉપાયો કેવા હોવા જોઇએ તેની માહીતીની જરૂર છે અને આવી માહીતીજ ક્ષયરોગ લાગુ પડતો અટકાવવામાં મદદગાર થઇ પડે છે એ દૃષ્ટિએ ક્ષયરોગની પ્રાથમિક અથવા પૂર્વાવસ્થા, તેનાં કારણો, લક્ષણો અને તેનું વખતસરનું નિદાન આપનારૂં તે વિષયના ખાસ અભ્યાસી વૈદ્યરાજ જટાશંકર જેશંકર દવેએ અનેક ગ્રંથો, વિદ્વાનો અને પોતાના જાતિ અનુભવને આધારે લખી આપેલું આ પુસ્તક લાગુ પડતા ક્ષયરોગને નિવારવા ઉપયોગી સાહિત્ય થઇ પડશે એમ ધારીને આ વર્ષે અમારા ગ્રાહકોને અમે આ **ક્ષયરોગ નિવારણ** પુસ્તક ભેટ આપીએ છીએ.

આ પુસ્તકના લેખકે ક્ષયરોગના નિષ્ણાત વિદ્વાનોના અભિપ્રાયો અને અનુમાનો અંગ્રેજીમાં લખેલાં પણ અંગ્રેજી વિભાગ કાઢી નાખી જરૂર જણાઇ ત્યાં તેનું ગુજરાતી અવતરણ કે મતલબ કાયમ રાખવામાં આવેલ છે અને તે તેનાં કારણો અને લક્ષણોના પેટામાં સામેલ કરવામાં આવેલ છે.

**વૈદ્ય રવિશંકર જટાશંકર ત્રિવેદી.**

## અનુક્રમણિકા.

## વૈદ્ય જે. જે. દવે કૃત ઉપયોગી વૈદકીય પુસ્તકો.

## Sangrahnee, Sprue and Colitis.

or

**Chronic Recurrent**

**Dicrrhoea, Dysentery and Mucous Colitis**
**Its causes, prevention and Cure.**

### સંગ્રહણી, સ્પ્રુ અને કોલાઇટીઝ

અથવા

પરદેશનું પાણી લાગવાના વ્યાધિઓ, તેનાં કારણો, અટકાવ
અને દેશી અંગ્રેજી ઉપાયો.

કીમત રૂ. ૧—૦—૦          પોસ્ટેજ જુદું.

---

## Preservation of Sexual Power

or

**Seminal and Sexual disorders of the male**
**Its causes, prevention and cure**

### પુરૂષત્વ સંરક્ષણ

અથવા

પુરૂષોના વીર્ય અથવા ધાતુના તેમજ જનનેંદ્રિના વ્યાધિઓ
તેનાં કારણો, અટકાવ અને ઉપાયો.

કીમત રૂ. ૧—૮—૦          પોસ્ટેજ જુદું.

# Hectic or Habitual fever

**Its causes, prevention and cure**

## જીર્ણજ્વર

**તેનાં કારણો, અટકાવ અને ઉપાયો.**

કીંમત રૂ. ૦–૬–૦ પોસ્ટેજ જુદું.

---

# Ague or Malarious fevers

**Its causes, prevention and Cure**

## મલેરીયા તાવો

**તેનાં કારણો અટકાવ અને ઉપાયો.**

કીંમત રૂ. ૦–૧૨–૦ પોસ્ટેજ જુદું.

---

થોડા વખતમાં બહાર પડશે.

# Asthma

**Its causes, prevention and Cure**

## દમ, શ્વાસ અગર હાંફણુ

**તેનાં કારણો, અટકાવ અને ઉપાયો.**

મળવાનાં ઠેકાણાં:–**વૈદ્ય જટાશંકર જેશંકર દવે.**
**ધ્રાંગધ્રા** કાઠીયાવાડ, તથા સીંદ્ધીગલી, ખેતવાડી મેઈનરોડ,
વોરાના માળામાં, **મુંબઇ નં. ૪**

**ગુજરાત આયુર્વેદિક ફાર્મસી.**

રીચીરોડ–**અમદાવાદ** અને **મુંબઈ નં. ૨**

# ક્ષય રોગની પ્રાથમિક અગર પૂર્વાવસ્થા
## તેનાં કારણો, લક્ષણો અને તેનું વખતસરનું નિદાન.

## The Pre-Tubercular or Primary stage of Consumption, Its Causes, Symptoms and Early Diagnosis.

આપણે સૌ જાણીએ છીએ કે ક્ષયરોગ એ એક મહાકષ્ટસાધ્ય તેમજ અસાધ્ય વ્યાધિ છે અને જો તે બરાબર લાગુ પડયો હોય તો તેમાંથી આરામ થવો એ તો દૈવાધિન બનાવ ગણાય છે, તોપણ દેશી તેમજ અંગ્રેજી પ્રાચીન અને અર્વાચીન અનુભવી વૈદ્યોનો એવો અભિપ્રાય છે કે જો ક્ષયરોગ તેના પૂર્વરૂપની સ્થિતિમાં એટલે કે બરોબર લાગુ પડવા ન પામ્યો હોય પણ માત્ર શક જેવું હોય, અગરતો માત્ર તેના પહેલા દરજ્જાની જ શરૂઆત હોય અને તેવી સ્થિતિમાં તે વ્યાધિને બરાબર ઓળખી તેની યોગ્ય માવજત કરવામાં આવે તો ક્ષયરોગ કેટલેક દરજ્જે અટકાવી શકાય તેમજ નાબુદ કરી શકાય તેમ છે અને તેઓના મત પ્રમાણે ક્ષયરોગ થતો અટકાવવાનો કે નાબુદ કરવાનો જો કોઈ વખત હોય તો તે માત્ર ક્ષયરોગની પૂર્વાવસ્થાનો જ છે અને ક્ષયરોગ માટે જે જે ઔષધો તથા ચિકિત્સાક્રમો વખણાય છે તે સઘળા ક્ષયરોગની આ સ્થિતિમાં જ ઓછો વધતો ફાયદો કરે છે. ક્ષયરોગની પૂર્વાવસ્થાનો આ વખત ગુમાવ્યા પછી ગમે તેવા અકસીર ઉપાયો અને ગમે તેવા ઉત્તમ ચિકિત્સાક્રમો જોઇએ તેવો ફાયદો કરી શકતા નથી માટે ખાસ ભાર દઇને કહેવાનું કે ક્ષયનો જરા પણ શક પડતાં દર્દીની યોગ્ય તપાસ કરાવીને જો શંકા જેવું લાગે તો પછી આડાઅવળાં ફાંફાં નહીં મારતાં અને ક્ષયરોગનાં

બધાં લક્ષણો અગર અમુક ખાસ લક્ષણો નથી જણાતાં માટે તે ક્ષયરોગ નથી અગર નહીં હોય એવી માન્યતામાં ને માન્યતામાં ક્ષયરોગ પૂરેપૂરો દેખાવાની રાહ નહીં જોતાં તેના ઉપાયો અને ઉપચારો એકદમ શરૂ કરી દેવા જોઇએ, કારણકે ક્ષયરોગ લાગુ પડયા પછી તે મટવો કે સુધરવો મુશ્કેલ છે. જરાપણ શંકા જેવું લાગતાં ક્ષયરોગના ઉપાયો શરૂ કરવાથી કદાચ તે ક્ષયરોગ નહીં હોય તોપણ કાંઈ નુકસાન થવાનો કે પસ્તાવાનો સંભવ નથી કારણકે શરૂઆતમાંજ કાળજી રાખવાથી કદાચને ક્ષયરોગ સિવાય બીજો કોઈ પણ વ્યાધિ શરૂ થતો હશે તોપણ તે અટકશે માટે પૂર્વાવસ્થાનો વખત કદિ પણ ગુમાવવો નહીં. ક્ષયરોગની શરૂઆત ઓળખીને તેના તાત્કાલિક ઉપાયો કરવા માટે વિદ્વાન અંગ્રેજ દાક્તર લીઓનાર્ડ વિલીયમ્સ Leonard Williams ઉપરની મતલબની જ ભલામણ કરે છેઃ—" ક્ષયરોગ છે કે નહીં તેની તપાસ અને નિર્ણયનાં અનેક સાધનો હાલમાં મોજુદ છે અને તેને આધારે ક્ષયરોગની પૂર્વાવસ્થાનો નિર્ણય થઇ શકે છે. ચોક્કસ નિદાન થવાનાં પુરતાં કારણો ભલે ન હોય પણ ગંભીર વહેમનું નિરાકરણ કરનારાં કારણો તો હશેજ. ફેફસાં તદ્દન રૂંધાઇ જાય ત્યાં સુધી રાહ જોવાનો જમાનો તો ચાલ્યો ગયો છે. ચોક્કસ સત્તાવાર કારણો કે નિશાનીઓ માલમ પડે ત્યાં સુધી રાહ જોઇ શકાય જ નહીં કેમકે આવી રાહ જોયા પછીની ઉપચાર પદ્ધતિ નકામી નિવડે છે. અનુકુળ સંજોગોમાં ક્ષયરોગ સુધરી શકે તેવો રોગ છે અને ખરી ખુબી તે થતો હોય ત્યાંજ પારખી કાઢવામાં સમાયલી છે એટલે કે તેની પૂર્વાવસ્થાથીજ ચાંપતા ઇલાજો અને ચોકસાઇ કરી લેવી જોઇએ."

**વખતસરનાં નિદાનની જરૂર**—ક્ષયરોગની પૂર્વાવસ્થાનું જેમ અને તેમ જલદી નિદાન કરી લેવાની જરૂર છે. ક્ષયરોગ માત્ર તેના પૂર્વરૂપની સ્થિતિમાં હોય તોજ અટકાવી શકાય તેમ હોવાથી જેમ અને તેમ જલદીથી તેનું નિદાન કરાવી લેવું જોઇએ અને અટકાવના

ઉપાયો ચાલુ કરવા જોઇએ. દીલગીરીની વાત એ છે કે ક્ષયરોગની શરૂઆતની એકદમ ખબર પડતી નથી, કારણકે તે વ્યાધિ એવો તો ધિમે ધિમે અને ગુપ્તપણે પોતાનો પગપેસારો કરે છે કે દરદીને પોતાને તેમજ તેનાં ઘરનાં માણસોને તેની બિલકુલ ખબર પડતી નથી, એટલુંજ નહીં પણ બારિક તપાસ કર્યા વિના અનુભવી અને વિદ્વાન નિદાનકારને પણ પૂરેપૂરી ખબર કે સમજણ પડતી નથી અને તેના પરિણામે દરદી પોતે તેમજ તેના ઘરનાં માણસો ઘણા વખત સુધી અંધારામાં રહેવા પામે છે અને તેમ થવાથી વ્યાધિ આસ્તે આસ્તે વધતો રહી અમુક વખત પછી તેના શુદ્ધ સ્વરૂપમાં પ્રગટ થાય છે કે જે વખતે સારામાં સારા ઉપાયો પણ અસર કરી શકતા નથી.

**ફેફસાંની વિકૃતી**—ક્ષયરોગની શરૂઆત જાણવાને કેટલાંક ખાસ લક્ષણો છે કે જેના ઉપર ધ્યાન આપીને તેની તપાસ કરવામાં આવે તો તે વ્યાધિની કાંઇક અંશે ખબર પડે છે પણ કેટલાક દાક્તરો ક્ષયરોગના નિદાન માટે શરૂઆતમાં જણાતાં કેટલાંક શારીરિક લક્ષણો constitutional symptoms ઉપર આધાર નહીં રાખતાં માત્ર ફેફસાંની સ્થાનિક વિકૃતિરૂપ લક્ષણો local symptoms ઉપર વધારે આધાર રાખે છે એટલે કે ફેફસાંની સ્થાનિક તપાસ કરતાં જો તેઓને ફેફસાંની અંદર કાંઇ પણ વિકૃતિ જણાય તોજ તેઓ ક્ષયરોગ શરૂ થતો હોવાનું, અગરતો ભવિષ્યમાં લાગુ પડવાનું, અગર તો લાગુ પડી ગયો છે એવું શકપડતું નિદાન જાહેર કરે છે. વસ્તુસ્થિતિ આવી હોવાથી એટલે કે ફેફસાંની સ્થાનિક વિકૃતિરૂપ લક્ષણો પર હાલના દાક્તરો ક્ષયરોગના નિદાનનો આધાર રાખતા હોવાથી મોટા ભાગે ક્ષયરોગનું નિદાન ઘણું મોડું થવા પામે છે, કારણકે ક્ષયરોગ શરૂ થતાં ફેફસાંમાં વધારે સ્થાનિક વિકૃતિ થયેલી હોતી નથી અને તેનાં લક્ષણો વધારે જણાતાં નથી, પણ ફેફસાંમાં વધારે વિકૃતિ થઇ જાય ત્યારેજ માત્ર ક્ષયનાં લક્ષણો સ્પષ્ટ રીતે બહાર પડે છે કે જે વખતે ક્ષયરોગ ઘણું કરીને તેના શુદ્ધ સ્વરૂપમાં દાખલ થઈ ચૂકયો

હોય છે, ફેફસાંની સ્થાનિક વિકૃતિનાં લક્ષણો આ પ્રમાણે ઘણાં મોડાં મોડાં જણાતાં હોવાથી હાલમાં કેટલાક અનુભવી, વિચારશીલ અને વિદ્વાન ચિકિત્સકો ક્ષયરોગની શરૂઆત, તેની શરૂઆતમાં જણાતાં કેટલાંક ખાસ શારીરિક લક્ષણો પરથી જાણી લે છે અને તેમને જરા પણ શકપડતું લાગે કે તરતજ તેઓ યોગ્ય ઉપચારો શરૂ કરી દેવાની ભલામણ કરે છે અને કેટલીક અગત્યની સૂચનાઓ આપી દે છે.

**સાવચેતી**—ઉપર જણાવ્યા મુજબ ક્ષયરોગની પૂર્વાવસ્થામાં સારવાર કરવાની ખાસ જરૂર હોવાથી જેમને ક્ષયરોગ તેનાં પૂર્વરૂપમાં હોવાની શંકા થતી હોય, એટલે કે ક્ષયરોગ પૂરેપૂરો લાગુ પડયો ન હોય પણ માત્ર શરૂઆત જેવું જણાતું હોય તેમજ ક્ષયરોગ તેના પહેલા દરજ્જા first stage ની પણ શરૂઆતમાં હોય તેમણે જરા પણ ઢીલ કર્યા વગર માવજત શરૂ કરી દેવી જોઇએ. જે દરદીના મા બાપ અગર ભાઇ બ્હેન પૈકી કોઇ પણ ક્ષયરોગની બીમારીથી ગુજરી ગયાં હોય તેમ જ ગર્ભાધાન વખતે મા કે બાપ પૈકી હરકોઇને ક્ષયરોગ લાગુ પડેલો હોય અને તેથી જે પ્રજા જન્મે તેવી પ્રજાએ પોતાને ક્ષયરોગનાં જરા પણ પૂર્વરૂપનાં ચિન્હો જણાતાં સાવચેતી રૂપે ક્ષયને અટકાવવાની અને મટાડવાની સારવાર શરૂ કરી દેવી જોઇએ અને આવી પ્રજાની તેનાં બચપણથીજ યોગ્ય કાળજી રાખવી જોઇએ કારણકે આવી પ્રજાને ક્ષયને બંધબેસતા અનુકુળ સંજોગો પ્રાપ્ત થતાજ વ્હેલો કે મોડો ક્ષયરોગ લાગુ પડવાનો સંભવ હોય છે. કેટલાંક બાળકો તો ફેફસાંની હરકોઇ બીમારીથી બાળપણમાં જ ગુજરી જાય છે, કેટલાંક બાળકો સામાન્ય નબળાઇથી મરણ પામે છે અને જેઓ યુવાનીમાં પ્રવેશ કરી શકે છે એટલે કે ૧૮ થી ૨૦ વર્ષની ઉમરે પહોંચે છે તેમને માબાપ તરફથી વારસામાં મળેલો ક્ષયરોગ આ ઉમરે ઉભરી નીકળે છે.

**ક્ષયરોગની શરૂઆતનાં શારીરિક લક્ષણો—Constitutional Symptoms** ક્ષયરોગને તેના પૂર્વરૂપમાં ઓળખી કાઢ-

વાને વિદ્વાનોએ અમુક પદ્ધતિ બતાવી છે તેમાં ફેફસાંના સ્થાનિક વિકૃતિરૂપ લક્ષણો physical signs કરતાં કેટલાંક શારીરિક લક્ષણો constitutional symptoms ઉપરથી જાણી લેવાની જરૂર છે અને તે માટે વિદ્વાન ડૉ. ઓટીસ Ottis જણાવે છે કે " લક્ષણો ઉપરથી નિદાન થઈ શકે છે પણ યાદ રાખવું જોઇએ કે લક્ષણો ઉપરાઉપર દેખાવા છતાં ફેફસાંની વિકૃતિનાં કોઇ ચિન્હો પકડાતાં નથી. કેટલીકવાર સ્થાનિક વિકૃતિના ચિન્હો ઉપર આધાર રાખવા જતાં ક્ષયના પૂર્વરૂપનાં લક્ષણો ભૂલી જવાય છે અગરતો ભુલભરેલું નિદાન કરી બેસાય છે. ક્ષયરોગના નિદાન માટે તેમાં જણાતાં કેટલાંક ખાસ લક્ષણો પર આધાર રાખવો પડે છે એટલુંજ નહીં પણ કેટલીકવાર તો ખાસ કરીને માત્ર તે લક્ષણોપરજ આધાર રાખીને જ ક્ષયરોગની શરૂઆત જાણી લેવી પડે છે. વળી ક્ષયરોગના સંબંધમાં બીજું એ યાદ રાખવાનું કે તેમાં પ્રથમથીજ ફેફસાંનાં સ્થાનિક વિકૃતિરૂપ લક્ષણો local symptoms જણાતાં નથી પણ મોટા ભાગે કેટલાંક શારીરિક લક્ષણો જણાય છે તેથી જો શરૂઆનમાં જણાતાં દેખીતાં શારીરિક લક્ષણો પર બેદરકાર રહી ફેફસાંનાં સ્થાનિક વિકૃતરૂપ લક્ષણો કે જે શરૂઆતમાં મોટા ભાગે ચોક્કસ હોય છે તેના પર ક્ષયરોગના નિદાનનો આધાર રાખવામાં આવે તો ઘણીવાર મોડું અને કેટલીકવાર ખોટું નિદાન થઇ જાય છે. "

**બહુ ઉતાવળથી થતું સાચું ખોટું નિદાન**—Undue Hasty diagnosis of Phthisis–કેટલીકવાર ક્ષયરોગનું નિદાન ઘણું મોડું થવા પામે છે તેમ કેટલીકવાર ક્ષયરોગનું સાચું ખોટું નિદાન બહુજ જલદીથી પુરતી તપાસ કરાવ્યા વિના કરી નાખવામાં આવે છે. મતલબ કે ક્ષયરોગ જેવું કાંઈ હોતું નથી, તેમજ બીજાં કોઈ ખાસ લક્ષણો જણાતાં નથી, પણ માત્ર ફેફસાંમાં થોડી ઘણી શક પડતી વિકૃતિ જણાતી હોય છે અને તેટલા પરથી ક્ષયરોગ હોવાનું જાહેર કરીને દર્દીને નકામી હાડમારી અને ગભરામણમાં નાખવામાં

આવે છે. આમ થવાનું કારણ એ છે કે હાલમાં કેટલાક ચિકિત્સકો મોટે ભાગે ફેફસાંની સ્થાનિક વિકૃતિપર ક્ષયરોગનો આધાર રાખે છે અને તેથી તેમને ફેફસાંમાં જરા પણ શક જેવું લાગે કે તરતજ ક્ષયરોગની શંકા બતાવે છે પણ તેમણે જાણવું જોઇએ કે શરૂઆતમાં ફેફસાંની સ્થાનિક વિકૃતિ ઉપર આધાર રાખીને ક્ષયરોગની શંકા બતાવવી એ ઘણીવાર સહાસરૂપ થઈ પડે છે, કારણકે પ્રથમતો ફેફસાંની તપાસ પૂર્ણ અનુભવી વિના બરાબર થઈ શકતી નથી, જોકે ક્ષયરોગના પહેલા તથા બીજા દરજ્જામાં તે જાણી શકાય છે પણ પૂર્વરૂપની વિકૃતિ જાણવી બહુજ મુશ્કેલ છે. વળી બીજી વાત એ છે કે મોટે ભાગે શરૂઆતના ક્ષયમાં ફેફસાંમાં સ્થાનિક વિકૃતિ જણાઈ આવે તેવા પ્રમાણમાં થવા પામતી નથી પણ વ્યાધિ વધવા પામ્યા પછીજ જણાય છે. સામાન્ય અનુભવ પ્રમાણે ક્ષયરોગની શરૂઆત ઘણું કરીને કેટલાક ખાસ લક્ષણો પરથી જ જણાય છે અને તેવાં લક્ષણોની ગેરહાજરીમાં માત્ર શંકાપડતી ફેફસાંની સ્થાનિક વિકૃતિ પરથી જ ક્ષયરોગની નકામી શંકા બતાવવી નહીં પણ દરદીને તથા તેનાં સગાસંબંધીઓને ગભરાવ્યા સિવાય યોગ્ય કાળજી રાખવા સૂચના આપવી. આ ઉપરથી એમ સમજી લેવાનું નથી કે ગમે તેવા ચોખ્ખાં સ્થાનિક લક્ષણો જણાતાં હોય તો પણ બેદરકારી રાખવી અને કાંઈ પણ ઉપાયો યોજવા નહીં, પણ સામાન્ય રીતે પ્રથમ કેટલાંક શારીરિક લક્ષણો જણાયા બાદ અમુક વખતે જ સ્થાનિક લક્ષણો જણાતાં હોવાથી માત્ર સાધારણ અને શકપડતાં સ્થાનિક લક્ષણોથી નહીં ગભરાતાં યોગ્ય કાળજી રાખવી જોઇએ.



# ક્ષયરોગનાં કારણો.

## Causes of Consumption.

દરેક વ્યાધિ કે રોગનાં કારણો જાણવાં તે બહુ જ જરૂરનું છે, કારણ કે દરદોનાં કારણો જાણવાથી કેટલેક દરજ્જે વ્યાધિનો અટકાવ થઈ શકે છે. વ્યાધિ લાગુ થયા પછી તેના માટે સેંકડો, હજારો કે લાખો રૂપીયા ખર્ચવા કરતાં વ્યાધિ થવા જ ન પામે એટલા માટે વ્યાધિ થવાનાં કારણો વિગેરેથી જનસમાજને જાણીતો કરવો તે વધારે ઉત્તમ છે અને ક્ષયરોગ જેવા વ્યાધિઓ કે જે એકવાર લાગુ પડયા પછી મટવા તે ઇશ્વિરાધિન છે તેથી ક્ષયરોગનો વ્યાધિ થવાનાં કારણો સમજીને તે રોગ બિલકુલ થવા ન જ પામે તેની કાળજી રાખવી તે સલામતી ભરેલું છે અને આ પ્રમાણે યૂરોપ અને અમેરીકા જેવા દેશોમાં આવાં વ્યાધિઓનાં કારણોથી લોકોને હસ્તપત્રો, પુસ્તીકાઓ અને વર્તમાનપત્રો દ્વારા જાણીતા કરવામાં આવે છે અને તેથી ત્યાં ક્ષયરોગ જેવા વ્યાધિઓ અંકુશમાં આવતા થયા છે. આપણાં હિંદુસ્થાન દેશમાં ઉપલી વ્યવસ્થા જોઇએ તેવા સ્વરૂપમાં નથી તે કરવાની ઘણી જરૂર છે.

દરેક વ્યાધિનાં કારણો મુખ્ય બે પ્રકારનાં છેઃ—(૧) વિપ્રકૃષ્ટ એટલે દૂરનાં કારણો જેને અંગ્રેજીમાં Predisposing Causes કહે છે તે અને (૨) સન્નિકૃષ્ટ એટલે નજીકનાં કારણો જેને અંગ્રેજીમાં Exciting causes કહે છે તે. આ બન્ને પ્રકારનાં કારણો જાણ્યા પહેલાં તે કારણો શું છે અને કેવાં હોવાં જોઇએ તે બરાબર જાણવાની જરૂર છે.

**વિપ્રકૃષ્ટ કારણો**—એટલે કે જે કારણોથી રોગ લાગુ પડી આવે એવી શારીરિક સ્થિતિ થવા પામે અગર તો તેવી સ્થિતિ થઈ ગઈ હોય તેવાં કારણોને વિપ્રકૃષ્ટ કારણો કહે છે. આવાં કારણો દૂરનાં કારણો કહેવાય છે એટલે તેનાથી લાગલોજ સીધી રીતે રોગ લાગુ

પડી આ/વતો નથી પણ તેવાં કારણોને લઇને શરીરનું એવું બંધારણ અગર એવી સ્થિતિ થઈ જાય છે કે સેજસાજ સન્નિકૃષ્ટ કારણો મળતાં રોગ લાગુ પડી જાય છે.

**સન્નિકૃષ્ટ કારણો**—એટલે જે કારણો રોગ લાગુ પડવાના સીધાં direct કારણો હોય અને જેને લઇને રોગ સીધો લાગુ પડી જાય તેને સન્નિકૃષ્ટ કારણો કહે છે અને આ કારણો ઘણું કરીને નજીકનાં અગર તો તરતનાં કારણો હોય છે.

ઉપર પ્રમાણે ક્ષયરોગનાં પણ એવા બે પ્રકારનાં કારણો છે કે જેની અત્રે વિગતવાર સમજણ આપીશું.

**ક્ષયરોગની દુનિયામાં વ્યાપકતા**—Geographical Distribution–દુનિયાના દરેક ભાગમાં ક્ષયરોગ ઓછોવધતો જોવામાં આવે છે. ઠંડામાં ઠંડા કે ગરમમાં ગરમ દેશમાં ક્ષયરોગની હયાતી હોય છે. એટલે કોઇપિણ દેશ ક્ષયરોગથી મુક્ત નથી. હા, એટલું ખરૂં કે પૃથ્વીના નીચાણવાળા ભાગ કરતાં ઉંચાણવાળા ભાગમાં ક્ષય-રોગ ઓછો માલમ પડે છે.

**આબોહવા**—Climate–અમુક પ્રકારની આબોહવાવાળા પ્રદેશની ક્ષયરોગપર અસર છે એમ ઘણાઓનું માનવું છે. એટલે કે ઠંડા અને શરદીવાળા પ્રદેશો તેમ જ જે પ્રદેશોની હવામાં ભીનાશ વધારે હોય તેવા પ્રદેશો ક્ષયરોગને પ્રતિકુળ છે. કેટલાક વળી એમ માને છે કે આવા પ્રદેશો તો ક્ષયરોગને વધારી મૂકે છે. આ બન્ને બાબત કે મતભેદમાં કાંઈ ખાસ રહસ્ય હોવાનું માલમ પડતું નથી. અનુભવીઓ જણાવે છે કે ઠંડા દેશો કરતાં ગરમ કે સમશિતોષ્ણ દેશોમાં ક્ષયરોગ કાંઇ ઓછા પ્રમાણમાં હોતો નથી. માત્ર ઉત્તરધ્રુવ, તેના પડોશના દેશો અને તેવા જ ઠંડા મુલકોમાં જ્યાં કાયમ ઠંડી રહ્યા કરે છે ત્યાં ક્ષયરોગ ઘણો ઓછો જોવામાં આવે છે. આ-બોહવાના સંબંધમાં બીજી માન્યતા એ છે કે જે પ્રદેશોમાં ઋતુઓ એકાએક કે એકદમ બદલાતી હોય એટલે કે સખ્ત ઠંડી પડતી હોય

તેવામાં એકાએક ગરમી પડવા માંડે કે સખ્ત ગરમી ચાલુ હોય તેવામાં એકાએક ઠંડી શરૂ થાય તે પ્રદેશોમાં ઠંડી અને ગરમીની શરીરપર સંયુક્ત અસર થાય અને તેવા સંજોગમાં ક્ષયરોગ લાગુ પડે. આ માન્યતા પણ સત્તાવાર નથી. એકંદર જોતાં આબોહવા અને ક્ષય-રોગને ઘાડો સંબંધ નથી અને હોય તો તે તદ્દન નજીવો છે. સૂર્યનો પ્રકાશ અને ચોખ્ખી હવા હોય ત્યાં ઠંડી કે ગરમીની ક્ષયરોગ ઉપર અસર થતી નથી પણ બંધેચ હવા, પડદો, બંધબારણાં, અંધકાર, અસ્વચ્છતા, ભેજ વિગેરે હોય ત્યાં ક્ષયરોગ એકદમ ફેલાય છે.

**જમીન અને રહેઠાણ**—Soil and Locality–આબો-હવાની પેઠે માણસને રહેવાની જમીન અને રહેઠાણને ક્ષયરોગ સાથે સંબંધ છે. રહેવાનાં મકાનની જમીન કે ભોંયતળીયું ભેજ કે ભીના-શવાળું હોય અને ઘરની હવા શરદીવાળી હોય અને જે ઠેકાણે ગટ-રની ખામી કે ગેરહાજરીને લીધે જમીન subsoil કાયમ ભીનાશ-વાળી રહેતી હોય ત્યાં ક્ષયરોગનું પ્રમાણ વધારે હોય છે. યૂરોપ અને અમેરીકામાં ગટર વિગેરેના સુધારા થવાથી અને મકાનોમાં સૂર્યનો પ્રકાશ અને હવા અજવાળાંની આવજા હોવાથી ત્યાં ક્ષયરોગ ઘટાડી શકાયો છે. અપવાદ તરીકે હોલાંડ દેશની જમીન કાયમ ભેજવાળી રહે છે છતાં ત્યાં ક્ષયનું પ્રમાણ ઓછું જોવામાં આવે છે તે કદાચ ત્યાંના સ્વચ્છ દુધ અને ખેતીવાડીની આબાદીને લીધે હશે. શરદી અને ભેજ હોય ત્યાં સાધારણ રીતે શરીરના બીજા વ્યાધિઓ થાય એતો સ્વાભાવિક છે અને તેની સાથે સાથે શ્વાસેન્દ્રિમાં કાંઈ વિકૃતિ થાય એતો સ્પષ્ટ રીતે સમજી શકાય તેવું છે અને તેમ થવાથી ક્ષય-રોગ લાગુ પડવા સંભવ છે.

**ઓલાદ અને જાતિ**—Race and Sex–દુનિયાની સઘળી પ્રજાને ક્ષયરોગ લાગુ પડે છે પણ એમ કહેવાય છે કે યાહુદી લોકોને કાંઇક ઓછા પ્રમાણમાં અને હબશી લોકોને કાંઇકિ વધુ પ્રમાણમાં લાગુ પડે છે. આ રોગ દરેક સ્થિતિના લોકોને એટલે ગરીબ તથા

પૈસાદારને બન્નેને લાગુ પડે છે. તે રાજા કે ફકીર, શેઠ કે મજુર દરેકને લાગુ પડે છે. સ્ત્રી કે પુરૂષ બન્નેને એકસરખા પ્રમાણમાં લાગુ પડે છે પણ અભ્યાસીઓ અને વૈજ્ઞાનિકોએ આંકડા વડે સિદ્ધ કર્યું છે કે પુરૂષો કરતાં સ્ત્રીઓને વધુ પ્રમાણમાં ક્ષયરોગ લાગુ પડે છે. હિંદુસ્થાનમાં સ્ત્રીઓને ક્ષયરોગ વધુ પ્રમાણમાં લાગુ પડે છે તેનાં અનેક કારણોમાંનાં મુખ્યત્વે બાળલગ્ન, સ્ત્રીઓનું શરમાળપણું, સ્ત્રીઓની ખોટી મર્યાદા અને સ્ત્રીઓની ઓછી ગણના વિગેરે છે. ક્ષયરોગ જુવાનીમાં મોટે ભાગે લાગુ પડે છે અને સ્ત્રીઓ શરમાળ અને પરાધિન હોઇ કેટલાક વ્યાધિઓ અને દરદો ગુપ્ત રાખે છે, નબળાઈ વિગેરેથી હેરાન થાય છે, ઉપરા ઉપર સુવાવડો આવે છે, બાળકોને ધવરાવવાં પડે છે અને પોષણકારક ખોરાક અને ખુલ્લી હવા મળતાં નથી તેથી સ્ત્રીઓમાં ક્ષયરોગનું પ્રમાણ વધારે માલમ પડે છે.

**ઉમર**—Age–ક્ષયરોગ ગમે તે ઉમરે લાગુ પડવા સંભવ છે પણ ખરેખરો ક્ષયરોગ તો જુવાન ઉમરે જ લાગુ પડે છે અને તે મોટે ભાગે પ્રાણઘાતક નિવડે છે. ૧૮ થી ૩૫ વર્ષની ઉમરમાં તે સૌથી વધુ લાગુ પડે છે. પુરૂષોને તો હજી યુવાવસ્થા શરૂ થતી હોય ત્યાં જ ક્ષયરોગ લાગુ પડે છે અને તેથી તેઓ ગ્રહસ્થાશ્રમ ભોગવ્યો ન ભોગવ્યો, સંસાર સુખ લીધું ન લીધું ત્યાંતો મરણ પામે છે. સ્ત્રીઓ પૈકી કેટલીકની આવી જ દશા થાય છે. દુઃખદાયક બીના એ છે કે બુદ્ધિશાળી અને ઉત્તમ મગજશક્તિ વાળાં યુવાન સ્ત્રીપુરૂષો ક્ષયથી વધુ મરણ પામે છે. જીંદગીના બે છેડા એટલે બાળપણ અને વૃદ્ધાવસ્થામાં ક્ષયરોગ બહુ થોડા પ્રમાણમાં લાગુ પડે છે. વિદ્વાનોએ ઉમર પરત્વે ક્ષય લાગુ પડવાના ત્રણ વિભાગો પાડ્યા છે જેમકે–

(૧) Young Adult Type—જુવાન પુરૂષોને લાગુ પડી આવતો ક્ષયરોગ, એટલે ૧૮ થી ૪૫ વર્ષના સ્ત્રીપુરૂષને લાગુ પડતો ક્ષયરોગ.

(૨) Middle Age Type—પુખ્ત ઉમરના પુરૂષોને એટલે કે ૪૦ થી ૫૫ વષ સુધીની ઉમરવાળા માણસોને લાગુ પડતો ક્ષયરોગ.

(૩) Old Age Type—વૃદ્ધ માણસોને એટલે ૫૫ થી ૬૫ વર્ષની ઉમર સુધીના માણસોને લાગુ પડતો ક્ષય રોગ.

ઉપરના ત્રણે પ્રકારો પૈકી પહેલો પ્રકાર ઘણો વિષમ છે અને તે ઘણુંકરીને જંતુજન્ય, ચેપી અને વિષમ હોય છે અને વળી પ્રાણ-ઘાતક હોય છે. બીજો પ્રકાર કે જે ઘણું કરીને પુખ્ત ઉમરના મનુ-ષ્યોને લાગુ પડી આવતો જોવામાં આવે છે તે ઘણું કરીને ધંધા વિગેરેના કારણોથી અગર તો કોઈ જીર્ણ વ્યાધિના પરિણામે લાગુ પડવા સંભવ છે. આ પ્રકારનો ક્ષય લાંબી મુદ્દત ચાલે છે અને તેમાં પાછળથી જંતુજન્ય ચેપ પ્રસરે છે ત્યારે જ તે પ્રાણઘાતક નીવડે છે. આ પ્રકારનો વ્યાધિ યોગ્ય ઉપચારોથી લંબાવી શકાય છે અને તેમાં કેટલીક વાર મૂળ કારણ દૂર થવાથી ફાયદો થવાનો સંભવ રહે છે. ત્રીજો પ્રકાર જે ઘણું કરીને વૃદ્ધ માણસોમાં જોવામા આવે છે તે ઘણું કરીને વૃદ્ધાવસ્થામાં આવતી નબળાઈ અગર તો કોઇ બીજા જીર્ણવ્યાધિના પરિણામરૂપ થઈ આવતો વ્યાધિ ગણાય છે, તેમ જ આ ઉમરે કુદરતી રીતે જ શરીરની સઘળી ધાતુઓ ક્રમેક્રમે ક્ષીણ થતી જતી હોવાનો સંભવ છે અને તેમાં બીજાં ખાસ ઉત્પાદક કારણો મળતાં ખરેખરો ક્ષયરોગ લાગુ પડી આવે છે. જુવાન માણસોને વધારે પ્રમાણમાં ક્ષયરોગ લાગુ પડવાનાં ખાસ કારણો માલમ પડતાં નથી તો પણ કેટલાંક કારણો એવાં છે કે જે ક્ષયરોગ થવાનાં કારણ તરીકે આપણે તરત જ કબુલ કરીએ. પ્રથમ કારણ એ છે કે જુવાની શરૂ થતાં શરીરનો બાંધો એકદમ વધી જાય છે અને તે જ પ્રમાણે માનસિક શક્તિ પણ ખીલતી જાય છે અને સાથે સાથે વ્યવહારીક જીંદગી પણ શરૂ થાય છે અને પોતાના ગુજરાનના સાધન અર્થે અનેક જાતના માનસિક અને શારીરિક શ્રમ વધારે પ્રમાણમાં કરવાની ફરજ પડે છે. વસ્તુસ્થિતિ આ પ્રમાણે હોવાથી જો જુવાન શરીરનો બાંધો સારો હોય અને સારી તંદુરસ્તી ભોગવતો હોય અને તે સાથે શરી-રની વૃદ્ધિ અને વધારે પડતા કામના બોજાના પ્રમાણમાં ખાનપાન

અને આહારવિહાર નિયમસર હોય તો કોઈ જાતની અડચણ આવતી નથી, પણ જો તેથી વિરૂદ્ધ વર્તન થતું હોય તો કુદરતી રીતે શરીરમાં નબળાઈ આવી ક્ષયરોગ જેવો રોગ પોતાને અનુકુળ સંજોગો મળતાં જલદી લાગુ પડે છે. બીજું આ અવસ્થામાં માણસો અજ્ઞાનતાને લીધે કેટલાક સ્વચ્છંદો અને દુરાચારમાં પડી જાય છે અને તેથી પણ ક્ષયરોગ લાગુ પડે છે. ત્રીજું માબાપનાં વીર્યદોષથી જે વ્યાધિઓ વારસા રૂપે હોદે ઉતરેલા હોય છે તે આટલો વખત ગુપ્ત રહ્યા બાદ આ ઉમરે અને આ સંજોગોમાં એકદમ બહાર પડીઆવી વ્યાધિકર્તા થઈ પડે છે.

**ક્ષયરોગનું વારસામાં ઉતરવું—**Heridity–આ એક બહુ જ અગત્યનો સવાલ છે અને તેમાં અનેક મતભેદ છે તો પણ તે મતને માનનારા દાક્તરોની બહુમતી છે. હાલના સિદ્ધાંત પ્રમાણે ક્ષયરોગ જંતુજન્ય માનવામાં આવ્યો છે અને જો તે વારસામાં ઉતરતો હોય તો તે જંતુરૂપી ચેપ કોઇપણ રસ્તે ગર્ભને ગર્ભાધાન વખતે અગરતો ગર્ભાવસ્થામાં લાગુ પડવો જોઇએ અને તેના સંબંધમાં કેટલાક વિદ્વાનોના અભિપ્રાયો આ પ્રમાણે છે:–

બાપના વીર્ય મારફતે ગર્ભાધાનના વખતથી જ ક્ષયનો જંતુજન્ય ચેપ ગર્ભમાં દાખલ થવા પામે છે, મતલબ કે ક્ષયરોગવાળા પુરૂષના વીર્યમાં પણ ક્ષયરોગનાં જંતુઓ હોય છે. આ પ્રમાણે ચેપ લાગવાના પ્રકારને Germinative or conceptional infection કહે છે. ક્ષયરોગથી પીડાતી માતાના રજ અગર લોહીમાંથી ઓર એટલે નાળ મારફતે ક્ષયરોગનો જંતુજન્યચેપ ગર્ભમાં રહેલા બાળકના શરીરમાં દાખલ થાય છે. ક્ષયરોગવાળી માતાના લોહીમાં ક્ષયરોગના જંતુ હોવાથી અને માતાના લોહીવડે ગર્ભમાંના બાળકનું પોષણ થતું હોવાથી તે જંતુ ગર્ભના બાળકમાં દાખલ થાય છે. ચેપ લાગવાના આ પ્રકારને Placental infection કહેવામાં આવે છે. જન્મથી જ ચેપ લાગવાના પ્રકારને Congenital infection કહેવામાં આવે છે.

આ પ્રમાણે ક્ષયરોગ વારસામાં ઉતરે છે એ કબુલ રાખ્યા પછી તે વધુ પ્રમાણમાં બાપ તરફથી કે મા તરફથી લાગુ પડે છે તે નક્કી કરવાનું બાકી રહે છે, પણ તેમાં મતભેદ છે. કેટલાક દાક્તરો કહે છે કે ક્ષયરોગ મોટા ભાગે બાપ તરફથી લાગુ પડે છે. બીજા કેટલાક કહે છે કે માતા તરફથી ગર્ભને ચેપ લાગવાનો વધારે સંભવ છે અને કેટલાક બન્ને તરફથી ચેપ લાગવાનો સંભવ હોવાનું જણાવે છે. આ પ્રમાણે અનેક મત હોવાથી આપણે પણ મા તથા બાપ એમ બન્ને તરફથી ચેપ લાગવાનો સંભવ છે એમ કબુલ કરવું જોઇએ કેમકે બન્ને તરફથી ચેપ લાગવાના પુરાવા મળી શક્યા છે. વારસામાં ક્ષયરોગ લાગુ પડવામાં બીજી એક માન્યતા એવી છે કે બાપ તરફથી પુત્રને ચેપ લાગવાનો વધારે સંભવ છે અને મા તરફથી પુત્રીને ચેપ લાગવાનો વધારે સંભવ છે.

ક્ષયરોગ વારસામાં ઉતરે છે એટલે ફક્ત માબાપ તરફથી સીધો પોતાનાજ પુત્ર કે પુત્રીને લાગુ પડે છે એટલુંજ નહીં પણ કેટલાક વિદ્વાન દાક્તરોની માન્યતા એવી છે કે ક્ષયરોગનો ચેપ પિતામહ અને પ્રપિતામહ તેમજ પિતામહી અને પ્રપિતામહી તરફથી પણ વારસામાં મળે છે અને તેમાં અજાયબ થવા જેવું એ હોય છે કે દરદીના પોતાના મા કે બાપને ક્ષયરોગનાં કાંઇ પણ ચિન્હો જણાયાં ન હોય પણ માત્ર તેના પિતામહ અને પિતામહી વિગેરેને તેનાં ચિન્હો જણાયાં હોય છે તેવાં માણસોને પણ આ રોગ લાગુ પડેલો જોવામાં આવે છે અને તેથીજ પાશ્ચાત્ય દાક્તરો કહે છે કે In some cases inheritance seems to have been derived from grand parents or great grand-parents, the patients having played the part of silent carriers of the disease. આ હકીકત ઉપરથી અનુમાન થાય છે કે ક્ષયરોગનો ચેપ જન્મથી લાગવાનો સંભવ હોઇ તે વારસામાં ઉતરે છે. આ માન્યતાને ઘણાખરા દાક્તરો સ્વીકારે છે પણ કેટલાક દાક્તરો વળી

વિરૂદ્ધ મતના છે અને તેઓનું કહેવું એવું છે કે ક્ષયરોગનો ચેપ જન્મથી લાગવાનો સંભવ ઓછો છે કેમકે ક્ષયરોગી પુરૂષના વીર્યમાં ક્ષયરોગના જંતુઓ ભાગ્યેજ જોવામાં આવે છે અને તેથી ગર્ભાધાન વખતે ચેપ લાગવાનો સંભવ નથી. તેમની બીજી માન્યતા એ છે કે સ્ત્રીના ગર્ભાશયમાં રહેલા ગર્ભને માતાના રજ અથવા લોહીમાંથી ઓર અથવા નાળવાટે પણ ચેપ લાગવાનો સંભવ નથી કેમકે તેઓની માન્યતા પ્રમાણે સાધારણ ક્ષયરોગથી પીડાની માના લોહીમાં પણ ક્ષયરોગના જંતુઓ હોવાનો સંભવ ઓછો છે અને કદાચ લોહીમાં ક્ષયરોગના જંતુઓ હોય તો તે માત્ર Milliary tuberculosis નામના સર્વાંગવ્યાપી રહેલ ઝેરી અને બહુજ તિક્ષ્ણ પ્રકારના વ્યાધિમાંજ કોઇ કોઇ વખત જોવામાં આવે છે અને તે પણ જવલ્લેજ જણાતાં હોવાથી લોહીમાં ક્ષયનાં જંતુઓ હોવાનો સંભવ નથી. આ પ્રમાણે તેઓ ક્ષયરોગ વારસામાં ઉતરવાના સિદ્ધાંતને માનતા નથી.

ક્ષયરોગને અને માબાપને કાંઇ લાગતું વળગતું નથી એમ તો કોઇ કહી શકે તેમ નથી પણ ક્ષયરોગ સીધો વારસામાં ઉતરતો નથી એવું માનનારાઓનું કહેવું એવું છે કે ક્ષયરોગ અગર તેનો જંતુજન્ય ચેપ વારસામાં ઉતરતો નથી પણ ક્ષયરોગથી પીડાતાં માણસોનાં બાળકોને વારસામાં શરીરનો નબળો બાંધો તેમજ ક્ષયરોગ જલદી લાગુ પડે તેવી છાતી અને ફેફસાંની સ્થિતિ વારસામાં મળે છે અને તેથીજ બીજાં સહાયકારી તેમજ ઉત્પાદક કારણો મળતાં ક્ષયરોગ જલ્દી લાગુ પડવા સંભવ છે.

માબાપની મુખાકૃતિ જેવાંજ બાળકો જન્મે છે તેજ પ્રમાણે માબાપની શારીરિક સ્થિતિ પણ વારસામાં મળે છે એટલે ક્ષયરોગથી પીડાતા માબાપની છાતી અને ફેફસાં કે જે નબળાં અને સાંકડાં થઇ ગયેલાં હોય છે તેવીજ છાતી અને ફેફસાંવાળાં બાળકો જન્મે છે અને તેથીજ દાક્તરો કહે છે કે:—what a child may inherit is not the seed, but the good ground in

which the seed can grow readily–છોકરાંને વારસામાં જે કાંઇ મળે છે તે બીજ નહીં પણ બીજ જલ્દી ઉગી નીકળે તેવી સારી જમીન મળે છે. It is not the becillus tuber culosis, but the physical condition of the weak lungs which is transmitted from parents to their posterity–ભાવાર્થ–ક્ષયના ચેપી જંતુઓ નહીં પણ માબાપનાં નબળાં ફેફસાં તેમનાં બાળકોને વારસામાં ઉતરે છે એટલે કે બાળકો નબળાં ફેફસાંવાળાં જન્મે છે.

કેટલાક કહે છે કે વારસામાં તો માત્ર નબળાઇવાળો શારીરિક બાંધો મળે છે કે જે બાંધો રોગપ્રતિકાર માટે જોઇતી શક્તિ ધરાવતો નથી. દરદ વારસે નથી ઉતરતું પણ દરદને બંધબેસતું શરીર વારસે ઉતરે છે. આ પ્રમાણે હોવાથી ક્ષયરોગ સીધો માબાપ તરફથી બચ્ચાં-ને મળતો જ નથી પણ શરીર અને ફેફસાં એવાં હોય છે કે ક્ષય-રોગવાળાં માબાપનાં સંતાનોને ક્ષયરોગ વધારે જલ્દીથી લાગુ પડી શકે છે. ક્ષયરોગવાળાં માબાપની પ્રજાને બંધેચ હવા, અતિશ્રમ, જીંદગી ગુજારવાની ઓછી આવડત, કસરતનો અભાવ, અમુક ચિંતા-તુર વ્યવસાય, ચિંતા, નિરાશા, પ્રતિકુળ વર્તણુક, અશક્તિ વિગેરે સંજોગમાંથી પસાર થવું પડતું હોવાથી તેમાંના કેટલાકને ક્ષયરોગ લાગુ પડે છે.

આવા વિરૂદ્ધ અભિપ્રાયોની વચ્ચે સત્ય શું હશે તેનો પાકો નિર્ણય થઇ શકવો મુશ્કેલ છે તોપણ ક્ષયરોગથી પીડાતાં માણસોનાં છોકરાંઓને ક્ષયરોગ લાગુ પડતો જોવામાં આવતો હોવાથી તેમાં કાંઇક રહસ્ય રહેલું હોવું જોઇએ એમ માન્યા વગર છુટકો નથી. ટુંકામાં માબાપના ક્ષયની અસર તેનાં બાળકોમાં એક અગર બીજા સ્વરૂપમાં જણાઇ આવે છે. ક્ષયરોગ સીધો વારસામાં ઉતરે છે એ સિદ્ધાંત ન માનીએ તોપણ ઉંડા વિચારને અંતે જણાય છે કે ક્ષયનાં માબાપવાળાં છોકરાંને માની સોડમાં રહેવું પડે છે અને તેથી માના

કફ અને થુંકમાંનાં જંતુઓ બચ્ચાંના શ્વાસમાં જાય છે. માનાં કપડાં, રૂમાલ વિગેરેનો સ્પર્ષ આખો વખત બાળકોને થાય છે અને માનું એઠું બાળકો ખાય પીએ છે. આવાં આવાં અનેક કારણોથી માબાપનો ક્ષય બાળકોને જન્મ્યા પછી પણ લાગુ પડે છે. માબાપ બાળકોને વારંવાર ચુંબન કરે છે અને તેથી પણ મા કે બાપના ક્ષયના રોગના જંતુઓ બાળકને લાગુ પડે છે.

## Impure air—અશુદ્ધ હવા.

અશુદ્ધ હવા એ પણ ક્ષયરોગનું એક બહુજ અગત્યનું કારણ છે. ઇશ્વરે હવારૂપી જીવન જગતમાં સર્વત્ર ભરી રાખ્યું છે અને તે સર્વ કાળે અન સર્વ ઠેકાણે શુદ્ધ સ્વરૂપમા મળી શકે તેવી જગત નિયંતાએ કુદરતમાં અનેક ગોઠવણો કરી યોજના કરી છે કે જેનો બહોળો ઉપયોગ છતાં પણ તેનો કદી ટોટો પડે નહીં. આ પ્રમાણે આ ઉપયોગી જીવનરૂપ હવા સર્વ ઠેકાણે શુદ્ધ અને જોઇતા પ્રમાણમાં સ્હેલાઈ મળતી હોવા છતાં અને તેની શુદ્ધી વિગેરેની જરૂરીયાત જાણતાં છતાં પણ તેનો અજ્ઞાનતાથી પુરો લાભ આપણે લઇ શકતા નથી અને ગેરસમજથી ગમે તેવી અશુદ્ધ સ્વરૂપમાં તેનો ઉપયોગ કરીયે છીએ.

કુદરતી રીતે દુનિયામાં સર્વે ઠેકાણે શુદ્ધ હવા ભરેલી છે અને તે પ્રમાણે તેનું શુદ્ધ સ્વરૂપ કાયમ જળવાઇ રહે તેટલા માટે દરેક ઠેકાણે પવનની આવજા કાયમ ચાલુજ હોય છે. જે પ્રમાણે હવા કુદરતી રીતે દરેક ઠેકાણે શુદ્ધ સ્વરૂપમાં હોવાનો સંભવ છે, તેવીજ રીતે હવાનો દરેક ઠેકાણે બગડવાનો પણ સંભવ છે. એટલે કુદરતી રીતે જે પ્રમાણે હવાની છુટ થવી જોઇએ તે પ્રમાણે ન થાય તો હવા મુખ્યત્વે કરીને બગડે છે. કારણ કે બગડેલી હવાને બદલે બીજી તાજી હવાની આવજા ન હોય તો હવા થોડા વખતમાં બગડી જાય છે.

હવાને બગડવાનું મુખ્ય સાધન આપણો શ્વાસોશ્વાસ છે. શ્વાસમાં આપણે શુદ્ધ હવા અંદર લઇએ છીએ અને તેને બદલે શ્વાસવાટે કારબોનીક એસીડયુક્ત ઝેરી હવા દરપળે આપણે બહાર કાઢીએ છીએ. આ કારબોનીક એસીડયુક્ત હવા બહુ ઝેરી છે અને તેનું પ્રમાણ અમુક હદ કરતા વધી જાય તો તે બહુ નુકશાન કરે છે અને તે એટલે સુધી કે ચોક્કસ પ્રમાણ કરતાં તેનું પ્રમાણ વધે તો તેનાથી તરત મૃત્યુ થાય છે. આ પ્રમાણે હોવાથી કુદરતી રીતે જો હવાની દરેક ઠેકાણે છુટથી આવજા ન થતી હોય તો હવા એકદમ બગડવા સંભવ છે. કારણકે પ્રાણી માત્રની શ્વાસોશ્વાસ ક્રીયા તો હરદમ ચાલ્યાજ કરે છે અને જો કુદરતે કોઈ પણ ગોઠવણ કરી ન હોય તો હવા દરેક ઠેકાણે થોડા વખતમાં બગડી જાય. પણ કુદરતી રીતે દરેક ઠેકાણે હવાની આવજા હોય છે તેમજ કુદરતે તે ઝેરી હવાનો બીજો પણ ઉપયોગ કર્યો છે એટલે કે જે ઝેરી હવા આપણુને વિષમય છે તે વનસ્પતિને ખોરાકરૂપ છે એટલે હરદમ વનસ્પતિની વૃદ્ધી વિગેરેમાં ખોરાક રૂપી હોવાથી તેમાં તેનો ઉપયોગ થઇ જાય છે અને હવામાં તેનું પ્રમાણ વધેલું રહેતું નથી. એટલે હવામાં તે બહુજ પ્રમાણમાં રહી તેનો બીજો ઉપયોગ થઇ જાય છે અને દરેક ઠેકાણે હવા શુદ્ધ સ્વરૂપમાં રહે છે.

ઉપરની હકીકતથી આપણે જાણીએ છીએ જે હવાને શુદ્ધ સ્વરૂપમાં રહેવા માટે દરેક ઠેકાણે હવાનું છુટથી આવાગમન થવું જોઇએ અને એ પ્રમાણે હવાનું આવાંગમન તો બહાર ખુલ્લી જગ્યામાં તો ચાલુજ છે, પણ ઘર આગળ મકાનની અંદર તેની પુરતી કાળજી રાખવાની છે. કેટલાંક મનુષ્યો હવાથી બહુજ બ્હીએ છે, જાણે કે હવાથી તેઓને શરદી લાગી જશે કે ભયંકર ન્યુમોનીઆ કે ક્ષય જેવો વ્યાધી લાગુ પડી જશે એમ જાણી ઘર અગર મકાનનાં બારી બારણાં આખો દીવસ બંધ રાખીને અંદર બેસે છે અને હવા જાણે કોઈ ઝેર હોય તેમ માની લે છે. આ પ્રમાણે હોવાથી પરીણામ એ

આવે છે કે તેઓ શ્વાસ વાટે કારબોનીક એસીડયુક્ત ઝેરી હવા બહાર કાઢે છે તે ઓરડાની અંદરની હવામાં પ્રસરી જાય છે અને બારી બારણાં બંધ હોવાથી અને હવાની આવજા બરોબર નહીં હોવાથી તેનું પ્રમાણ દર પળે વધતું જાય છે. અને તેની અંદરની શુદ્ધ હવા કાયમ શ્વાસમાં અંદર લેવાની હોવાથી તેનું પ્રમાણ કમતી થતું જાય છે અને હવા બગડતી જાય છે. પણ પ્રભુ દયાળુ છે એટલે બારી બારણાં બંધ છતાં પણ સેજસાજ ખુલ્લી જગ્યામાંથી હવાની આવજા થોડી થોડી થયા કરે છે અને હવા તદન બગડી જતી નથી. જોકે આપણો પ્રયાસ તો બારી બારણાં બંધ કરી હવા બને તેટલી વિષ-મય બનાવવાનો છે. આ પ્રમાણે હવા વિષમય થતાં બીજી તાજી હવાની આવજા નહીં થતાં તે વિષમય હવા આપણે શ્વાસમાં લેવી પડે છે અને તેથી શરીરનું પોષણ નહીં થતાં અને લોહીની શુદ્ધિ નહીં થતાં શરીર વિષમય બનતું જાય છે અને ક્ષય જેવા ભયંકર વ્યાધીનું બીજ રોપાય છે.

આ પ્રમાણે દીવસના વખતમાં તો થોડું બને છે કારણ કે કામકાજના પ્રસંગે બહાર જવા આવવાનું થાય છે તેમજ પ્રકાશ વગેરેની જરૂર જણાતાં બારી બારણાં થોડાં ઉઘાડાં રાખવાં પડે છે પણ કેટલાક તો રાત્રે ઘરનાં બધાં બારી બારણાં બંધ કરી જાણે પેટીમાં નિર્ભય સુતા હોય તેમ સુવે છે. તેમજ કેટલાકને મુંબાઈ જેવા શહેરોમાં ભાડાંની મોંઘારતને લીધે બારી બારણાં વધારે ન હોય તેવાં મકાનમાં ફરજીયાત સુવું પડે છે એટલે તેને વગર ઇચ્છાએ તેમ બની આવે છે. વળી કેટલાક તો બારી બારણાં બંધ કર્યા ઉપરાંત મોઢાં ઉપર ગોદડાં ઓઢી સુવે છે અને પરીણામ એ આવે છે કે શ્વાસોશ્વાસથી કાર્બોનીક એસીડયુક્ત વિષમય બનેલી હવા બહાર ન જતાં ફરીથી શ્વાસમાં જઈ શરીરને વીષમય બનાવે છે અને પરી-ણામે હજારો વ્યાધીઓનો પાયો નંખાય છે.

ઉપર પ્રમાણે કહી ગયા કે શ્વાસોશ્વાસ વાટે મુખ્યત્વે કરીને હવા

બગડે છે. એટલે જ્યાં હવા છુટથી આવતી હોય પણ ત્યાં વધ
માણસો થોડી જગ્યામાં રહેતાં હોય અગર એકઠાં થતાં હોય ત્યાં ત
પ્રમાણે હવા ઘણું કરીને બગડવાનો સંભવ છે.

આ પ્રમાણે સ્કુલોમાં તથા કેદખાનાંઓમાં કે જ્યાં થોડી જગ્યા
વધારે માણસો બેસતાં ઉઠતાં હોય અગર સુતાં હોય છે ત્યાં ત
પ્રમાણે હવા બગડે છે. આ પ્રમાણે બનતું હોવાથી શ્વાસોશ્વાસ વ
હવામાં કારબોનીક એસીડ ગેસ વધારે હોવાનો સંભવ છે. અને તેટ
માટે તેવાં મકાનો ખાસ બારીબારણાંયુક્ત હવાની સારી રીતે આ
વજા થતી હોય તેવાં હોવાં જોઇએ, નહીં તો પરીણામે હવા બગ
અંદર બેસતાં ઉઠતાં માણસોની તબીયત બગડવા સંભવ છે. ત
પ્રમાણે વિલાયતની કેટલીક બોર્ડીંગ અને નિશાળોમાં એક વખ
ક્ષય અને સ્ક્રોફ્યુલાના કેસો વધારે થતા જોવામાં આવ્યા હતા. આ
તેમ થવાનું પ્રથમ કારણ ખોરાકની અનારોગ્યતા જણાઇ પણ તપ
કરતાં માલુમ પડ્યું કે ખોરાક સારો દેવામાં આવતો હતો પણ પર
ણામે બારીક તપાસ કરતાં હવા અશુદ્ધ જણાઈ. જે મકાનો
નિશાળો હતી તે મકાનો ખામીવાળાં હતાં એટલે કે તેની અં
બેસતાં મનુષ્યોને જોઇતી હવા શુદ્ધ રહે તેવા પ્રમાણમાં બારી બાર
નહોતાં અને તેથી તેમાં સુધારો કરતાં તે રોગનું પ્રમાણ એક
ઘટવા માંડ્યું. તે પ્રમાણે કેટલાક કેદખાનાં તેમજ લશ્કરના સ
ઈઓને રહેવાની જગ્યામાં પણ આવું માલુમ પડવાથી તેમાં પ
સુધારા કરવાથી સારૂ પરીણામ આવ્યું હતું. આ ઉપરથી મનુષ્ય
શ્વાસોશ્વાસથી હવા બગડે છે તે સિદ્ધ વાત છે અને તે પ્રમાણે મુંબ
જેવી ગીચ વસ્તીવાળા અને ખરચાળ શહેરમાં ભાડાંની સખ્તાઈ
લીધે લોકો પુરતાં અજવાળાં અને હવાવાળાં મકાનોમાં રહી શક
નથી અને પરીણામે અનેક જાતના વ્યાધીઓના ભોગ થઈ પડે
અને તેને લીધે મુંબઈ જેવા મોટા શહેરના હવા પાણી સારાં ન
રહેતાં તેનું કારણ પણ તેજ છે. હવા પાણી સર્વત્ર સારાં હોય

પણ તેને આપણી અજ્ઞાનતાથી બગાડવામાં આવે છે અને તે બગડેલા સ્વરૂપમાં આપણે લઈએ છીએ અને મુંબઈ જેવા મોટા શહેરનાં હવા પાણી સારાં કહેવાતાં નથી તેનું કારણ હવાની સગવડતા વિનાના ઘરમાં રહેવું તે છે. તેવા ઘરમાં દીવસે તો કદાચ થોડી ઘણી હવા મળી શકે પણ રાત્રીએ એક નાની સરખી કોટડીમાં ઘરના બે ચાર માણસો સુતાં હોય છે અને તેમાં હવાની પુરતી સગવડતા નહીં હોવાના લીધે તેની હવા બગડી જાય છે અને તેજ હવા પાછી શ્વાસમાં લેવી પડે છે અને તેથી આસ્તે આસ્તે શરીર બગડતું જાય છે અને અનેક વ્યાધીઓ થાય છે.

આ પ્રમાણે બગડેલી હવાથી શરીરને બહુ નુકશાન થાય છે તે આપણને એકદમ લાગતું નથી તેનું કારણ તેની અસર શરીર પર આસ્તે આસ્તે જણાય છે. પણ આસ્તે આસ્તે અસર લાંબો વખત ચાલવાથી આખરે મહા ભયંકર વ્યાધી રૂપ થઇ પડે છે.

**અપૂર્ણ પ્રકાશ**—Insufficient light—અશુદ્ધ અને અપૂર્ણ હવાની પેઠે અપૂર્ણ પ્રકાશથી પણ લાંબે કાળે શરીર દુર્બળ થવા પામી ક્ષય રોગ લાગુ પડવા સંભવ છે. અંગ્રેજીમાં કહેવત છે કે where light cannot enter, the doctor must એટલે પ્રકાશ કહેતાં અજવાળું દાખલ થઈ શકતું નથી ત્યાં દાક્તરે દાખલ થવુંજ પડે છે કેમકે પ્રકાશ ન હોય ત્યાં દર્દો ફેલાય છે અને દર્દીને જોવા દાક્તરે આવવું પડે છે. આપણી તંદુરસ્તી માટે શુદ્ધ અને પુરતી હવા સાથે પુરતા પ્રકાશની પણ જરૂર છે. અંધકાર અથવા સૂર્યના તાપ વગરની જગ્યામાં વાવેલી કે ઉગેલી વનસ્પતિ ફીક્કી અને નિર્માલ્ય લાગે છે તેવી જ રીતે અંધકાર અને સૂર્યના તાપ વિનાની જગ્યામાં રહેનારનું શરીર પણ ફીકકું અને નિર્માલ્ય જેવું જણાય છે અને અપૂર્ણ પ્રકાશમાં રહેનારા લાંબે કાળે અનેક જાતના વ્યાધિઓમાં સપડાય છે. મુંબાઇ જેવાં મોટાં શહેરોમાં મકાનભાડાં આકરાં હોવાથી ગરીબ માણસો અંધારી અને પ્રકાશ વગરની ઓરડીઓમાં જીવન

ગાળે છે અને સ્ત્રીઓને તો રાત દિવસ તેવીજ ઓરડીઓમાં રહેવું પડતું હોવાથી તેઓ ફીક્કી અને દુર્બળ થઈ ગયેલી અને ઘણે ભાગે ક્ષયરોગ ભોગવતી થઇ જાય છે માટે દરેક માણસે જે મકાનમાં સૂર્યનો પ્રકાશ અને હવા અજવાળું આવતાં હોય તે મકાનમાં જ રહેવું જોઇએ.

**અયોગ્ય અને અપૂર્ણ ખોરાક**—Unsuitable and insufficient food–અયોગ્ય, અપૂર્ણ અને ઓછા પોષણકારક ખોરાકથી શરીરમાં અશક્તિ આવે છે અને તેને પરિણામે પણ ક્ષય-રોગ લાગુ પડવા સંભવ છે. આવા ખોરાકથી એકાએક ફેફસાં બગડી ક્ષયરોગ લાગુ પડતો નથી પણ તેવા ખોરાકથી શરીરનું જોઇએ તેવું પોષણ નહીં થતું હોવાથી અને લાંબો વખત અયોગ્ય અને અપૂર્ણ ખોરાક ચાલુ રહેવાથી શરીર દીવસે દીવસે સુકાતું જાય છે અને નબ-ળાઈ વધતાં ક્ષયરોગ જેવો વ્યાધિ લાગુ પડે છે. ખરાબ અને બગડેલા ખોરાકથી નુકસાન થાય છે તે તો ખુલ્લું છે અને થોડા અયોગ્ય અને નિઃસત્વ ખોરાકથી પણ નુકસાન થાય છે.

આ જમાનામાં મોંઘવારીને લીધે ઘી દુધ જેવા ઉત્તમ પોષણ-કારક અને જીંદગીને બહુ જરૂરના પદાર્થો મળતા નથી અને તેથી કરીને શરીરનું જોઈતું પોષણ નહીં થવાથી શરીર ઘસાય છે. ખોરા-કના મુખ્ય પદાર્થો ઘઉં, ચોખા, બાજરી વિગેરે ઉંચી જાતના મોંઘી કીમતે પરદેશ ચડે છે અને હિંદમાં હલકી જાતના અનાજ વિગેરે ઉપર ગરીબ લોકોને અરધા ભૂખ્યા રહી જેમ તેમ જીવન ગુજારવું પડે છે. આગલા જમાનામાં ઘી, દુધ, અનાજ વિગેરે સસતાં હતાં અને ગરીબ લોકોને તે પુરતા પ્રમાણમાં મળી શકતાં હતાં કેમકે આવી ચીજોની હિંદુસ્થાન બહાર નિકાશ થતી નહોતી. આ પ્રમાણે બન્ને બાજુથી મીણબત્તી સળગે અને વહેલી ખલાસ થઈ જાય તેમ મનુષ્ય જીવન પણ પોષણના અભાવે બેવડું ઘસાય છે જેથી ક્ષયરોગ જેવા રોગ લાગુ પડે છે.

આ જમાનામાં કેટલાક માણસોને માનસિક અને કેટલાકને શારીરિક શ્રમ જોઇએ તેથી વધુ પ્રમાણમાં કરવો પડે છે. આ બન્ને પ્રકારના ઘસારાને પહોંચી વળવા માટે ખોરાક પણ સારો અને પોષણકારક મળવો જોઇએ પણ મોંઘવારીને લીધે તેમ નહીં બનવાથી અશક્તિ આવી જઇ ક્ષયરોગ જેવા વ્યાધિઓ લાગુ પડવા સંભવ છે. મગજમારી કરનારાઓને ખોરાક બહુજ ઉચ્ચા પ્રકારનો મળવો જોઇએ. કેટલાક લોકો બહારના ભપકા માટે કપડાં લત્તાં માટે વધારે ખર્ચ કરે છે અને ખાવા પીવામાં કસર કરે છે તે પણ ઇચ્છવાજોગ નથી.

**અનારોગ્ય અને ઓછાં ખીલેલાં ફેફસાં**—Unhealthy and undeveloped lungs–જેમનાં ફેફસાં બરાબર વિસ્તૃત થયેલાં હોતાં નથી તેમને ક્ષયરોગ લાગુ પડવા સંભવ છે. હિંદુસ્થાનમાં ચાલુ જમાનામાં ઘણાં માણસોનાં ફેફસાં જોઇએ તેવાં ખીલેલાં હોતાં નથી. કુદરતી રીતે ફેફસાં પોકળ, પહોળાં અને જરા ઉપસેલાં હોવાં જોઇએ પણ તેને બદલે ઘણાંખરાં માણસોનાં ફેફસાં સાંકડાં, અંદર પેસી ગયેલાં અને તેમાં કોઈ પણ બીજા પદાર્થના જમાવને લીધે થોડાંઘણાં નક્કર જેવાં જોવામાં આવે છે. નબળાં ફેફસાં જન્મથી જ માબાપ તરફથી વારસામાં મળે છે અને ઉમરમાં આવતાં યોગ્ય કસરત અને પૌષ્ટિક ખોરાક નહીં મળવાથી ફેફસાં ખીલી શકતાં નથી. કેટલાકને કામકાજ કરતી વખતે વાંકા વળીને બેસવાની ટેવ હોય છે જેથી તેમનાં ફેફસાં દબાઈ ગયેલાં અને સાંકડાં થઈ ગયેલાં હોય છે. કેટલાક ધંધામાં રજકણ, કીટી અને ધુળ ઉડીને શ્વાસ મારફતે ફેફસાંમાં મહીનાઓ અને વર્ષો સુધી દાખલ થયા કર્યાથી ફેફસાં બગડીને ફેફસાંનો ક્ષય થાય છે. કેટલાકને શરદી, સળેખમ, ખાંસી, જીર્ણ ન્યુમોનીયા તથા બીજા જીર્ણ મંદવાડને લીધે ફેફસાંમાં થોડો ઘણો વિજાતિય પદાર્થ જમા થાય છે જેથી ફેફસાં થોડા ઘણા ભાગે નક્કર થઈ જવા પામે છે.

આ પ્રમાણે ફેફસાં વિકૃતિ પામેલાં હોવાથી તેઓ જોઇએ તેવું કામ કરી શકતાં નથી અને તેના દરેક ભાગમાં લોહીનો ફેલાવો થઈ શકતો નથી અમે ફેફસાંમાં પુરતો શ્વાસ અને ઓકસીજન (પ્રાણવાયુ) નહીં ભરાવાથી હૃદયમાંથી બહાર નીકળી શરીરના દરેક ભાગમાં પહોંચતાં લોહીની શુદ્ધિ થતી નથી માટે દરેક યુવાન માણસે પોતાનાં ફેફસાં દ્રઢ, મજબુત અને પુરતાં ખીલેલાં બને એવા પ્રયત્નો કરવા જોઇએ અને કસરત, પ્રાણાયામ, સૂર્યનમસ્કાર, ખુલ્લી હવામાં હરવું ફરવું, રમવું, દોડવું વિગેરેથી ફેફસાંમાં સમાઈ શકે તેટલો પ્રાણવાયુ ભરાવા દેવો જોઇએ. ફેફસાં વિસ્તૃત કરવાની કેટલીક કસરતો આ જમાનામાં નીકળી છે તે પણ શરીરને જો અનુકુળ આવે તો કરી-જોવી જોઇએ.

**અયોગ્ય શ્વાસોશ્વાસ લેવાની રીત**—Improper breathing—હાલના જમાનામાં શરદી, સળેખમ, ખાંસી, દમ, ક્ષય, ન્યુમોનીયા વિગેરે વ્યાધિઓ વધુ પ્રમાણમાં જોવામાં આવે છે અને ઘણાંખરાં માણસોની છાતી અને ફેફસાં જેવાં જોઇએ તેવાં આરોગ્ય અને સબળ હોતાં નથી તેનું મુખ્ય કારણ અત્યારનાં માણસો અયોગ્ય રીતે શ્વાસોચ્છવાસ લે છે અને કાઢે છે; શ્વાસોશ્વાસની ક્રિયા નાકવાટે જ ચાલવી જોઇએ પણ કેટલાંક માણસો તથા બાળકો મોં વડે શ્વાસ લે છે તે બહુ જ નુકસાનકર્તા છે. નાકવડે શ્વાસ લેવો તે કુદરતી છે કેમકે હવામાં રજકણો, ધૂળ, રજોટી અને અનેક નુકસાનકારક પદાર્થો હોય છે તે નાકવાટે શ્વાસ લેવાથી ફેફસાંમાં દાખલ થતા નથી પણ મોઢાંવડે શ્વાસ લેવાથી ફેફસાંમાં દાખલ થાય છે. નાક એવું બનેલું છે કે તે ચારણી, ગરણી અને ફીલ્ટરનું કામ કરે છે અને નાકમાં ઉગેલા વાળ કોઈપણ પદાર્થને ફેફસાંમાં જતો અટકાવે છે. નાકવડે શ્વાસોશ્વાસ લેવાથી બહારની હવા ગમે તેટલી ઠંડી હોય તો પણ નાક મારફતે શ્વાસનળીમાં જતાં ત્યાંની રચનાથી તે હવા ફેફસાંને જોઇએ તેટલી ગરમ બની જાય છે અને બહારની હવા ગમેતેટલી

ગરમ હોય તો તે શ્વાસનળીમાં પહોંચતાં ભીનાશવાળી થઇને તેની ગરમી ઓછી થઈ જાય છે. આ કુદરતી રચના પરમાત્માની અકળકળા છે.

નાકવાટે શ્વાસ લેવાથી ફેફસાંમાં હવા ધિમે ધિમે દાખલ થઈ-શકે છે તેમ જ છાતી અને ફેફસાંનો ભાગ જેવો જોઇએ તેવો ગતિમાં movement આવી શકે છે અને હવા પણ વધારે પ્રમાણમાં લેવી પડે છે અને આ પ્રમાણે વધુ પ્રમાણમાં ફેફસાંમાં હવા જવાથી ફેફ-સાંની અંદરના દરેક ભાગમાં એટલે ખુણા ખાંચામાં પણ હવા દાખલ થઈ શકે છે અને પરિણામે હૃદયમાંથી ઓકસીજન–પ્રાણવાયુ–લેવા ફેફસાંમાં આવેલું સઘળું લોહી શુદ્ધ અને પુશ્કળ હવાના સંસર્ગમાં આવી જેવું જોઇએ તેવું શુદ્ધ થઈ શકે છે. નાકવાટે શ્વાસ લેવાથી બહારનો કચરો ફેફસાંમાં જવા પામતો નથી અને નાકના શ્લેષ્મપડ પાસે હવા ભીનાશવાળી અને જોઈતી ગરમીવાળી બનીને ફેફસાંમાં દાખલ થાય છે અને નાકવાટે દાખલ થયેલી હવા ફેફસાંના દરેક ખુણામાં પહોંચી શકે છે. શુદ્ધ હવાથી અને ઉંડા શ્વાસ લેવાથી શ્વાસ-નળીના અને ફેફસાંનાં કેટલાંક સાધારણ દર્દો મટી જાય છે અગર લાગુ પડતાં અટકે છે.

મોઢાં મારફતે શ્વાસ લેવાથી ઘણું નુકસાન છે કારણ કે મોઢાંવાટે લેવાતી હવા શુદ્ધ થઈ શકતી નથી અને ગરમ કે ઠંડી જેવી સ્થિતિમાં ફેફસાંમાં પહોંચે છે અને સાથે સાથે ફેફસાંમાં કેટલીક નુકસાનકારક રજકણો અને પરમાણુંઓ તથા રોગજંતુઓ લઈ જાય છે અને શરદી વિગેરે દર્દો થાય છે અને કેટલાકને ન્યુમોનીયા થઈ આવે છે. મોઢાંવડે શ્વાસ લેવાથી શ્વાસ ટુંકા અને છીછરા લેવાય છે અને પરિ-ણામે ફેફસાંમાં પુરેપુરી હવા ભરાતી નથી એટલે લોહી પણ બરાબર સ્વચ્છ થતું નથી. ફેફસાંના જે ભાગમાં હવા પહોંચે નહીં તે ભાગ નિર્જીવ જેવો થઈ જાય છે અને તે ભાગમાં રોગજંતુઓ ફેલાય છે અને ત્યાં સંકોચ થઈ ફેફસાંના અનેક રોગો લાગુ પડે છે જેમાં કેટલાકને ક્ષયરોગ પણ લાગુ પડે છે. આમ હોવાથી માણસ માત્રે

નાકવાટે શ્વાસ લેવાની ટેવ પાડવી અને પોતાનાં બાળકોને પણ બચપણથી નાકવાટે શ્વાસ લેવાનો ઉપદેશ આપવો અને તેઓ તે પ્રમાણે કરે છે કે નહીં તેની તપાસ રાખવી. નાકવાટે ઉંડા અને દીર્ઘ શ્વાસ લેવાથી ફેફસાં દ્રઢ અને મજબુત રહી લોહીશુદ્ધિ વધારે સારી થાય છે.

**અયોગ્ય લગ્નો**—Improper and injudicious marriages-અયોગ્ય અને ગેરવ્યાજબી લગ્નોથી પણ વરકન્યાની તંદુરસ્તીપર અસર થાય છે. લગ્ન કરવાં તે બહુ વિચારીને કરવાં જોઇએ એટલે કે વરકન્યા બન્ને યોગ્ય ઉમરનાં, સમાન શારીરિક સંપત્તિવાળાં, નિરોગી અને તદ્દન જુદાં જુદાં કુટુંબનાં, જુદાં જુદાં ગામ અને પ્રદેશનાં હોવાં જોઇએ. આવાં લગ્નોથી કોઇપણ જાતની અડચણ આવવા સંભવ નથી. આજકાલ તો લગ્ન કરવામાં ગૃહસ્થાઈ અને કુળનો ખ્યાલ રાખવામાં આવે છે અને કેટલીક જ્ઞાતિઓમાં પોતાનો પૈસો પોતાનાં નજીકનાં સગાવહાલાં અગર ભાણેજ—ભત્રીજાના ઘરમાં રહે એટલા માટે ઘણા નજીક નજીકનાં સગાંઓમાં લગ્ન કરવામાં આવે છે તે બિલકુલ ઇચ્છવાજોગ નથી. વરકન્યાનાં જોડાં પસંદ કરવામાં વૈદ્યકદષ્ટિથી નીચલી હકીકત ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે:—

કન્યા વર કરતાં હમેશાં પાંચ કે દસ વર્ષ નાની હોવી જોઇએ. વરની ઉમર ૧૮ થી ૨૫ વર્ષની હોય તો કન્યાની ઉમર ૧૩ થી ૧૫ વર્ષની હોવી જોઇએ. વરકન્યા માટે ઉમરનું આ અનુમાન મધ્યમ છે. વરકન્યાની ઉમરનો ખ્યાલ રાખીને લગ્ન કરવાં તે ઉત્તમ છે પણ અત્યારે કેટલાક સ્વાર્થિ અને અણસમજુ માણસો કન્યા કરતાં વર બહુ જ મોટી ઉમરનો શોધે છે તે બહુ જ નુકસાનકારક છે. વળી વરના કરતાં કન્યા સ્હેજ પણ મોટી ઉમરની હોય તો તે પણ નુકસાનકારક છે. આવાં લગ્નોથી બન્નેનાં શરીરને નુકસાન થાય છે. વર તથા કન્યા શારીરિક સંપત્તિવાળાં હોવાં જોઇએ એટલે કન્યા બહુ કદાવર અને ઉંચી હોય અગર વર બહુ નબળા બાંધાનો અને નીચો હોય તો વરના શરીરમાં અશક્તિ આવી ક્ષયરોગ લાગુ પડે

છે; તેમજ કન્યા બહુ નબળા બાંધાની કે નાજુક હોય અને વર બહુ કદાવર અને મોટી ઉમરનો હોય તો તેથી પણ નુકસાન છે અને આવાં લગ્નવાળી કન્યા અશક્ત થઈ જઈ ક્ષયરોગની ભોગ બને છે.

વર કે કન્યાને ક્ષયરોગ હોય અગર ક્ષયની જરા પણ શંકા હોય તો તેવા વરકન્યાનાં લગ્ન કરવાં જ નહીં અને વર કે કન્યા પૈકી હરકોઈનાં માબાપ અગર મા કે બાપ ક્ષયરોગથી નાની ઉમરમાં ગુજરી ગયાં હોય અગર તે પૈકી કોઇના કુટુંબમાં ક્ષયનો રોગ હોય, અગરતો વારસામાં ઉતર્યો હોય તેવા વરકન્યાનાં લગ્ન કરતાં બહુ જ વિચાર કરવો જોઇએ. આવા શંકાભરેલાં લગ્નો કરવાથી વરકન્યાના લાંબા વખતના સમાગમથી એકબીજાનો ચેપ એકબીજાને લાગુ પડે છે અને ક્ષય થાય છે. કદાચ આ બેમાંથી કોઇને ચેપ લાગુ નથી પડતો તો તેમની પ્રજા તે ચેપ લઇને અવતરે છે. વરકન્યાને ક્ષયરોગ લાગુ પડવાનો સ્હેજ પણ વહેમ આવે તો લગ્ન કરવાં જ નહીં અને અમુક મુદત પછી બન્ને તંદુરસ્ત માલમ પડે ત્યાર પછી લગ્ન કરવાં જોઇએ. જે વર કે કન્યાના કુટુંબમાં ક્ષયરોગ વારસામાં ઉતરેલો માલમ પડે તો તેવા કુટુંબના છોકરા છોકરીનો લગ્નસંબંધ બાંધતાં પહેલાં પુરતી ચોકસાઈ અને ઘટતો વિચાર કરવો જોઇએ. બનતાં સુધી આવાં લગ્નો કરવાં જ નહીં અને કદાચ કરવાં પડે તો તે બન્ને યોગ્ય ઉમરે પહોંચે ત્યાં સુધી અને સારી તંદુરસ્તી ભોગવતાં જણાય ત્યાં સુધી રાહ જોઈ પછી વૈદ્ય કે દાક્તર પાસે તપાસ કરાવી તેમની સલાહ મેળવી યોગ્ય લાગે તો જ લગ્ન કરવાં.

**એકજ ગોત્ર કે નજીકનાં સગાંમાં લગ્ન કરવાથી થતી ખરાબી—**Evils of consanguine marriages—નજીકના સગામાં તથા એક જ ગોત્રમાં અંદર અંદર લગ્ન કરવાથી બહુ નુકસાન થાય છે અને ક્ષયરોગ કે એવા જ બીજા વ્યાધિઓનું મૂળ રોપાય છે એ સિદ્ધાંત તો આપણા આર્યો તો મૂળથી જ જાણે છે, પણ હાલના પશ્ચાત્ય વિદ્વાનો પણ તે સિદ્ધાંતનું રહસ્ય સમજવા લાગ્યા.

છે. આપણા આર્યધર્મના સિદ્ધાંત પ્રમાણે તો એક જ ગોત્રમાં ગમે તેટલી પેઢીઓ થઈ ગઇ હોય તો પણ લગ્ન થાય જ નહીં, એટલું જ નહીં પણ વરકન્યાના મોસાળપક્ષની ઓછામાં ઓછી ત્રણ પેઢીમાં કોઇપિણ સગપણ હોય તો પણ લગ્ન થઇ શકે નહીં. ધર્મશાસ્ત્રની આવી આજ્ઞા છે અને તેનું કારણ એ છે કે એક જ ગોત્રમાં અથવા નજીકના સગાંમાં લગ્ન કરવાથી પ્રજા નબળી, નિર્માલ્ય અને રોગી થાય છે કેમકે તેવાં લગ્નોથી વરકન્યા પૈકી કોઇનિામાં કાંઈ વ્યાધિ કે ખોડખામી હોય અગર તેમના કુળમાં કોઈ રોગ કે વ્યાધિ વારસામાં ઉતર્યો હોય તો આવાં નજીકનાં સગાંઓમાં લગ્ન થવાથી તે વ્યાધિ વરકન્યા પૈકી કોઇમાં જણાઇ આવે છે અને તેમ નહીં તો તેવાં લગ્નોથી જે પ્રજા ઉત્પન્ન થાય તે તો જરૂર નિર્માલ્ય અને રોગી પેદા થાય છે.

બનતાં સુધી જુદા જુદા ગોત્રોમાં, જુદા જુદા કુટુંબોમાં, જુદા જુદા ગામોમાં અને પ્રદેશોમાં અને હવાપાણીમાં ઉછરેલાં વરકન્યાનાં લગ્ન કરવાં તે ઉત્તમ છે, કેમકે તેવાં લગ્નોથી પ્રજા નિરોગી, દીર્ઘાયુષી અને બળવાન થાય છે એટલું જ નહીં પણ વરકન્યા પૈકી કોઇમાં કાંઇપિણ વ્યાધિ હોય અગર કાંઇપિણ વ્યાધિ વારસામાં ઉતરેલો માનવામાં આવતો હોય તો તે પણ આવા જુદા જુદા કુટુંબોના અને જુદાં જુદાં હવાપાણીમાં ઉછરેલી પ્રજાનાં લગ્નોથી કેટલેક અંશે નાબુદ થવા સંભવ છે. અંદર અંદર લગ્ન નહીં કરવાનો આપણાં શાસ્ત્રોનો મત છે અને તે મત પ્રમાણે આપણા આર્યોમાં લગ્નો થતાં હતાં એટલે અમુક કુટુંબો અમુક કુટુંબોમાં જ કન્યા આપતા અને તેઓ વળી બીજાને આપતા અને તેથી જેની કન્યા લેવાય તેવા કુટુંબમાં કન્યાં દેવાય નહીં અનો જ્યાં કન્યા દેવાય તેના કુટુંબની કન્યા લેવાય નહીં એવો સામાન્ય રિવાજ પડી ગયો હતો અને તેથી એક કુટુંબની કન્યા બીજા કુટુંબમાં અને બીજા ગામ અને પ્રદેશમાં ફરજીયાત આપવી પડતી હતી જેને પરિણામે ઉત્તમ પ્રજા જન્મતી હતી; પણ

આજકાલ કેટલાક અશ્રધાળુ, ઉતાવળીયા, સ્વાર્થિ અને અણસમજુ નાતના પટેલીયાઓ નાના નાના ગોળો, વાડા, તડાં બાંધીને અમુક અમુક પ્રદેશની કન્યા અમુક કુટુંબ અગર ગામમાં ફરજીયાત આપવાનો રિવાજ કરવા મંડી પડ્યા છે તે શાસ્ત્રવિરૂદ્ધ છે. કેટલાકને આ પ્રમાણે કરવાને સબળ કારણો હશે તો પણ વૈદકદષ્ટિએ તે નુકસાનકારક છે. ઉત્તમ માર્ગ તો એ છે કે કન્યા આપવા લેવાનું ક્ષેત્ર બહુ વિશાળ હોવું જોઇએ.

## કેટલાક તિક્ષ્ણ અને જીર્ણ વ્યાધિઓ.

## Several acute and chronic ante-current diseases.

કેટલાક તિક્ષ્ણ અને જીર્ણ વ્યાધિઓ પણ ક્ષયરોગનું મૂળ કારણ હોવા સંભવ છે. ક્ષયરોગનું મૂળ તપાસતાં સાધારણ રીતે ઘણીવાર એમ માલમ પડશે કે દરદીને પ્રથમ કોઈ તિક્ષ્ણ વ્યાધિ થયેલો હોય છે અગરતો કોઇ જીર્ણ વ્યાધિ બહુ લાંબો વખત ચાલુ રહેવા પામ્યો હોય છે અને તેની પુરેપુરી કાળજી રખાણી હોતી નથી. એટલે કે પ્રથમ થયેલા મૂળ વ્યાધિઓ સંપૂર્ણ રીતે દૂર નહીં થતાં જીર્ણ સ્વરૂપે રહેવા પામ્યા હોય છે અને તેમ થતાં આખરે શરીરમાં નબળાઇ આવીને ક્ષયરોગ લાગુ પડેલો હોય છે એટલે કે તે વ્યાધિઓના પરિણામે ફેફસાંમાં અસર થવાથી ભયંકર ક્ષયરોગ થવા પામ્યો હોય છે. નીચેના વ્યાધિઓમાંથી ક્ષયરોગ લાગુ પડવા વધારે સંભવ છે.

**શરદી અથવા સળેખમ વારંવાર થઈ આવવાં—** Chronic and repeated attacks of cold–શરદી અને સળેખમ સાધારણ રીતે નજીવાં લાગે છે તોપણ તે લાંબો વખત ચાલુ રહેવા પામે અગરતો વારંવાર થઈ આવે તો તેમાંથી ક્ષયરોગ જેવો ભયંકર રોગ લાગુ પડે છે. લાંબો વખત શરદી ચાલવાથી અગર

તો વારંવાર તે થઈ આવવાથી શ્વાસનળી તથા સ્વરનળીની આસપાસની મૃદુ ત્વચાનો જીર્ણ ક્ષોભ અને વરમ irritation and inflamation કાયમ થોડો થોડો રહ્યા કરે છે અને લાંબે વખતે તેની અસર ફેફસાં સુધી પહોંચી તેમાંથી ઘણીવાર ક્ષયરોગ લાગુ પડે છે અને ઘણાખરા ભયંકર રોગો જેવા કે ન્યુમોનીયા, બ્રોન્કાઈટીઝ, પ્લ્યુરીસી અને ઈનિફ્લ્યુએન્ઝા જેવા વ્યાધિઓ પણ શરદીથીજ શરૂ થાય છે, માટે શરદી અને સળેખમને સાધારણ વ્યાધિ નહીં ગણતાં તે નિયમ કરતાં વધારે લાંબો વખત ચાલુ રહેવા પામે તો તે માટે તરતજ યોગ્ય ઉપાયો લેવા જોઇએ. શરદી અગર સળેખમની પેઠે ઉપર જણાવેલા ન્યુમોનીયા વિગેરે વ્યાધિઓ લાંબો વખત ચાલીને જીર્ણરૂપ થતાં ક્ષયરોગના કારણરૂપ થઈ પડવા સંભવ છે. સાધારણ રીતે કોઈ પણ માણસને ન્યુમોનીયા થવા પામ્યો હોય અને તેમાંથી તેને થોડી ઘણી શાન્તિ મળી વ્યાધિનાં તિક્ષણ લક્ષણો શાન્ત પડી ગયાં હોય પણ દરદીનાં ફેફસાં બરોબર શુદ્ધ થવા પામ્યાં ન હોય એટલે કે ફેફસાંમાંથી કફ વિગેરેનો પૂરેપૂરો ખુલાસો થયો ન હોય તો પછી ફેફસાંની અંદર રહેલા બીગાડનો સડો થવા પામી તેમાંથી ક્ષયરોગ લાગુ પડે છે અને આ પ્રમાણે ઘણા દરદીઓમાં બનતું જોવામાં આવે છે અને તેથી જીર્ણ ન્યુમોનીયા પણ ક્ષય રોગનું એક કારણ માનવામાં આવે છે.

ન્યુમોનીયાની પેઠે જીર્ણ સસણી, મોટી ઉધરસ, ઓરી વિગેરે વ્યાધિઓની જીર્ણ અસરથી પણ ક્ષયરોગ લાગુ પડવાનો સંભવ છે. સસણી એ ઘણોજ ખરાબ વ્યાધિ છે અને તે બહુ લાંબો વખત ચાલતાં તેની અસરથી ફેફસાં અને શ્વાસનળી દુષિત થવાપામી તેમાંથી ક્ષયરોગ લાગુ પડે છે. ડો. ડીબોવ જણાવે છે કેઃ–Ordinary bronchitis often opens the door to kock's Bacillus I consider evcry person with even slight Bronchitis as soil ready prepared for the developement

of pulmonary tuberculosis. વળી બીજો એક વિદ્વાન દાક્તર કહે છે કે The influence of bronchitis on the developement of consumption is so real, that no single disease accompanied by bronchitis is known which does not predispose to consumption. એટલે કે સસણી એ ઘણોજ ખરાબ વ્યાધિ છે જેથી તે લાગુ પડતાં અને લાંબો વખત ચાલતાં તેના ચાંપતા ઈલાજો લેવા જોઈએ. સસણીની પેઠે મોટી ઉધરસ અને ઓરી whooping cough and measles એ બે વ્યાધિઓ પણ લાંબો વખત ચાલતાં ક્ષયરોગના કારણરૂપ થઈપડવા સંભવ છે તેમજ તેનાથી બાળકના શરીરમાં બેહદ નબળાઈ આવીજવા સંભવ છે અને પરિણામે તેમાંથી ક્ષયરોગ લાગુ પડી આવવા સંભવ છે. તેવીજ રીતે મોટી ઉધરસનો વ્યાધિ પણ બહુજ ત્રાસદાયક અને લાંબી મુદત ચાલતો રહેવાનો સંભવ હોવાથી તેના પરિણામરૂપ પણ ક્ષયરોગ લાગુ પડી આવવા સંભવ છે. સસણી, મોટી ઉધરસ અને ઓરીની પેઠે ઈનિફ્લ્યુએન્ઝાના પરિણામરૂપ પણ ક્ષયરોગ લાગુ પડી આવવા સંભવ છે, કારણ કે ઈનિફ્લ્યુએન્ઝા એ એક એવો ખરાબ વ્યાધિ છે કે જેનાથી શરીરના દરેક અવયવને ઓછી વધતી ઈજા પહોંચે છે અને તેમાં પણ ફેફસાં પર તો તેની એવી જબરજસ્ત અસર થવા પામે છે અને તેને લીધે શરીરમાં એટલી બધી નબળાઈ આવે છે કે તેના પરિણામે ક્ષયરોગ લાગુ પડી જાય છે. ઈનિફ્લ્યુએન્ઝાના હુમલા પછી દરેક માણસે શરીરની પુરતી કાળજી રાખવી જોઈએ.

**પ્લ્યુરીસી–ફેફસાંમાં પાણી ભરાઈ જવું.** તેના પરિણામે ક્ષયરોગ લાગુ પડેલો ઘણા બનાવોમાં જોવામાં આવે છે અને કેટલીકવાર ક્ષયરોગની શરૂઆત પ્લ્યુરીસીથી જ થયેલી જોવામાં આવે છે.

સ્ક્રોફ્યુલા અથવા કંઠમાળનો રોગ–એ ક્ષયરોગના એક મુખ્ય કારણરૂપ આજદિન સુધી માનવામાં આવતો હતો પણ હાલમા એવું

સિદ્ધ થયું છે કે કંઠમાળનો રોગ એ પોતે જ એક જાતનો ગળાંની ગ્રંથીમાં તેમ જ હાડકાંમાં રહેલો ક્ષય એટલે ટ્યુબરક્યુલોસીસ છે અને તે વૃદ્ધિ પામતાં તેમાંથી ક્ષયરોગ લાગુ પડવા વધારે સંભવ છે. સ્ક્રોફ્યુલા માટે એક દાક્તર લખે છે કે Scrofula is more than a predisposition to tuberculosis, more than an excellant culture ground, it is ground already sown.

તે સિવાય મધુપ્રમેહ, જીર્ણવા, ગાઉટ, પક્ષાઘાત, જીર્ણ ઉપદંશ, પાંડુરોગ, જુનાં વૃણ, ગુમડાં, ભગંદર વિગેરે વ્યાધિઓના પરિણામરૂપ નબળાઇ આવતાં તેમાંથી પણ ક્ષયરોગ લાગુ પડી આવે છે, એટલે ઉપરના વ્યાધિઓ પૈકી દરેકથી કોઇ સીધી રીતે ફેફસાંપર અસર થતી નથી તો પણ તેના પરિણામે શરીરમાં એટલી બધી નબળાઈ આવી જાય છે કે તે નબળાઈના લીધે શરીરમાં ક્ષયરોગના રોગજંતુઓ સ્હેલાઇથી દાખલ થવા પામી ક્ષયરોગને જન્મ આપે છે. ટુંકામાં દરેક વ્યાધિઓ કે જેના પરિણામે શરીરમાં નબળાઇ આવી જવા સંભવ છે તે દરેક વ્યાધિના પરિણામરૂપ ક્ષયરોગ લાગુ પડી આવવા સંભવ છે.

## સ્ત્રીઓને ક્ષયરોગ લાગુ પડે તેવા કેટલાક વ્યાધિઓ.

ઉપર કહેલા વ્યાધિઓ ઉપરાંત સ્ત્રીજાતિને લગતા બીજા એવા કેટલાક વ્યાધિઓ છે કે જેના પરિણામો સ્ત્રીઓને વધારે પ્રમાણમાં ક્ષયરોગ લાગુ પડવા સંભવ છે અને કદાચ આવા વ્યાધિઓથી સ્ત્રીઓને સીધો ક્ષયરોગ લાગુ પડી આવતો ન હોય તો પણ તે વ્યાધિઓના પરિણામે સ્ત્રીઓના શરીરમાં એટલી બધી નબળાઇ આવી જાય છે કે તેમાં ક્ષયરોગના રોગજંતુઓનો જલ્દીથી પ્રવેશ થઇ શકે છે અગર તો અગાઉથી પ્રવેશ થવા પામ્યાં હોય તો આવાં કારણોથી વિકૃતિ કરવા શક્તિવાન થાય છે અને પરિણામે ક્ષયરોગ પેદા થાય છે.

Chlorosis—એટલે યુવાન સ્ત્રીઓને થઈ આવતો એક જાતનો ખાસ પાંડુરોગ–આ ક્લોરોસીસ રોગ ઋતુના અનિયમિતપણાને આભારી છે તો પણ તેના પરિણામે સ્ત્રીઓનું શરીર એવું તો વિકૃતિ પામી આવે છે કે ઘણી સ્ત્રીઓને આ વ્યાધિના પરિણામે ક્ષયરોગ લાગુ પડી આવે છે, માટે તેવો વ્યાધિ જણાતાં તેના ચાંપતા ઉપાયો લેવા જોઇએ.

**આર્તવ–ઋતુ–ની વિકૃતિઓ**—Disorders of mensuration–અનાર્તવ, ન્યુનાર્તવ, પીડીતાર્તવ અને અત્યાર્તવ અથવા લોહીવા એ આર્તવ–ઋતુ–ની વિકૃતિઓ છે. તેનાથી પાંડુરોગ જેવું થાય છે અને તેમાંથી ક્ષયરોગ લાગુ પડવા સંભવ છે. આર્તવની કોઇપણ જાતની વિકૃતિ જણાય તો તેના ચાંપતા ઉપાયો કરવા જોઇએ.

**પ્રદર**—Leucorrhoea–સ્ત્રીઓને લાગુ પડતો પ્રદરરોગ બહુ કષ્ટસાધ્ય રોગ છે અને મોટાં શહેરમાં રહેનારી, શારીરિક શ્રમ નહીં કરનારી, બેઠાડુ અને એશઆરામવાળી જીંદગી ગાળનારને પ્રદર વધુ પ્રમાણમાં લાગુ પડે છે. આને કેટલાક ધુપણી કે નબળાઈ નામથી ઓળખે છે. ધાતુક્ષયથી જેમ પુરૂષોમાં નબળાઇ આવી જાય છે તેમ પ્રદરથી સ્ત્રીઓમાં નબળાઇ આવે છે અને તેમાંથી કેટલીકને ક્ષયરોગ લાગુ પડે છે માટે આ વ્યાધિ જણાતાં તેના ચાંપતા ઉપાયો લેવા જોઇએ.

**ઉપરાઉપર ગર્ભ રહેવો**—Pregnancy at short intervals ક્ષયવાળી સ્ત્રી ગર્ભધારણ કરી શકે છે અને પુરે દહાડે બાળકને જન્મ આપે છે અને સગર્ભાવસ્થામાં હમેશ જણાતાં ક્ષયનાં ચિન્હો જણાતાં નથી તોપણ ઉપરાઉપર અને થોડા થોડા અંતરે સગર્ભાવસ્થા પ્રાપ્ત થવાથી ક્ષયરોગ લાગુ પડવાનો સંભવ છે. કેટલાક બનાવોમાં સગર્ભાવસ્થામાં અનેક વિકટ દર્દો થાય છે અને વારંવાર સુવાવડો આવતાં ક્ષયરોગ કેટલાકને લાગુ પડે છે. સામાન્ય રીતે એક સુવાવડ આવી ગયા પછી બીજી સુવાવડ ૩ વર્ષે આવવી જોઇએ અને તે પ્રમાણે ૩–૪ વર્ષે ગર્ભ રહે તો બિલકુલ નુકસાન થવાનો

સંભવ નથી પણ જેમને વર્ષે કે સવા વર્ષે છોકરાં અવતર્યે જાય છે તેતો બહુજ નુકશાનકારક સ્થિતિ છે. આવી ઉપરાઉપર સુવાવડોથી અશક્તિ આવી જઇ ક્ષયરોગ લાગુ પડે છે માટે સ્ત્રી પુરૂષે સંયમ પાળી લાંબી મુદતે ગર્ભાધાન કરવા ધ્યાનમાં રાખવું જોઇએ. ઉપરાઉપર કસુવાવડ થવાથી નબળાઇ લાગુ પડી ક્ષયરોગ લાગુ પડે છે.

**બાળકને લાંબી મુદત ધવરાવવું**—Prolonged Lactation—દરેક સ્ત્રીએ અમુક મુદત સુધી તો પોતાના બાળકને ધવરાવવું જ જોઇએ અને તેમાં સ્ત્રી તથા બાળકનું હિત સમાયેલું છે તો પણ નબળા બાંધાની સ્ત્રીઓ લાંબો વખત બાળકને ધવરાવે તો તેણીને નુકસાન થાય છે કેમકે એક તો સ્ત્રીનું પોતાનું શરીર નબળું હોય છે અને પોતાનુંજ બરાબર પોષણ થતું નથી તેવામાં પોતાના બાળકને લાંબો વખત ધવરાવવું પડે તો તેણી વધુને વધુ નબળી પડી જાય છે અને તેમાંથી ક્ષયરોગનું મૂળ રોપાય છે માટે નબળી સ્ત્રીઓએ પોતાના બાળકને તે ખાતાં શીખે ત્યાં સુધી ધવરાવી ધાવણ બંધ કરવું જોઇએ અને તેમ કરવાથી બાળક અને માતાને બન્નેને લાભ થાય છે.

**જીર્ણ સુવારોગ**—Chronic Puerperalizm જીર્ણ સુવારોગ એ ક્ષયરોગનું મોટામાં મોટું કારણ છે. કેમકે સુવારોગ એ બહુજ ખરાબ રોગ છે અને તેને પરિણામે શરીરના તમામ અવયવો થોડા ઘણા વિકૃતિ પામે છે. સુવારોગ એ કોઈ એકાદ અંગનો વ્યાધિ નથી પણ અનેક ઉપદ્રવોનો સમૂહ group of symptoms છે અને તેવા રોગસમૂહને સુવારોગ નામ આપ્યું છે. આ વ્યાધિમાં ખાસ કરીને ફેફસાં એવાં તો નબળાં થઈ જાય છે કે તેમાં રોગજંતુઓ સ્હેલાઇથી દાખલ થઈને ક્ષયરોગને સજ્જડ કરી મૂકે છે.

**અતિવિષય અને કુટેવો**—Excess and errors of youth—વીર્ય એટલે ધાતુ એ શરીરનું ખાસ તત્વ છે અને આપણાં શરીરમાંની સાત ધાતુઓમાંની તે સૌથી મુખ્ય ધાતુ છે. વીર્યનું એક ટીપું લોહીનાં ૧૦૦ ટીપાંની બરાબર છે અને શરીરની તમામ શક્તિ-

એનો આધાર વીર્ય ઉપરજ છે. માણસની શક્તિ તેનામાં રહેલા ઓછા વધતા અને શુદ્ધ કે અશુદ્ધ વીર્યના પ્રમાણમાંજ રહે છે. જેમ જેમ વીર્ય કમિ કે અશુદ્ધ થતું જાય છે તેમ તેમ માણસ નિઃસત્વ અને નિર્માલ્ય થતો જાય છે અને શરીરના અવયવો શિથિલ પડતા જાય છે. દૃષ્ટિ વિગેરેનું તેજ પણ વીર્યના પ્રમાણમાં રહે છે અને શરીરમાં શુદ્ધ અને જોઇતા પ્રમાણમાં વીર્ય હોય ત્યાં સુધીજ જીંદગી સારી રીતે ભોગવી શકાય છે. વીર્ય એજ જીવન છે.

આ ઉપરથી વીર્ય કેટલું બધું ઉપયોગી અને જરૂરનું છે તે સમજી લેવા જેવું છે અને જીંદગીનો આધાર વીર્ય ઉપરજ હોવાથી વીર્યની શુદ્ધિ અને વૃદ્ધિ જાળવી રાખવી તે માણસ માત્રની પવિત્ર ફરજ છે. વીર્યનો વ્યય માત્ર ખપજોગોજ થવો જોઇએ. દીલગીરી એટલીજ છે કે આ જમાનામાં વિષયવાસના વધી પડી છે અને માણસો પેસો ટકો અને બીજી વસ્તુઓ જાળવી શકે છે તેમ વીર્ય એટલે ધાતુ જાળવી શકતા નથી પણ તેનો તો ઉડાઉપણે વ્યય કરે છે એટલુંજ નહીં પણ દુરૂપયોગ કરે છે અને હસ્તદોષ તથા બીજી કુટેવો વડે વીર્યનો નાશ કરે છે અને તેને પરિણામે અનેક પ્રાણ-ઘાતક વ્યાધિઓ લાગુ પડે છે અને ખાસ કરીને સેંકડે પોણોસો ટકા જેટલા યુવાનો તો વીર્યના દુરૂપયોગના પરિણામે ક્ષયરોગ જેવા જીવલેણ વ્યાધિના ભોગ થઇ પડે છે. આયુર્વેદ વીર્યના વ્યયથી થતા ક્ષયને **વ્યવાયશોષી** નામ આપે છે માટે દરેક માણસે પોતાના વીર્યનું રક્ષણ કરી તેનો કરકસરથી વ્યય કરવો જોઈએ.

**અનારોગ્ય અને નુકશાનકારક ધંધાઓ**—Unhealthy and injurious occupations–કેટલાક એવા અનારોગ્ય અને ઉપદ્રવકર્તા ધંધાઓ છે કે જેઓ સીધી અગર આડકતરી રીતે ક્ષયરોગના કારણરૂપ થઈ પડવા સંભવ છે. હાલના જમાનામાં દ્રવ્યના લોભી પૈસાદારો અને કારખાનાના માલીકો પોતાના કારખાનામાં કામ કરનારા કામદારોની તબીયતનો ખ્યાલ નહીં રાખતાં માત્ર પોતાનાં

કારખાનાં કેમ સારાં અને લાંબો વખત ચાલે તેનોજ માત્ર ખ્યાલ રાખી કામ લે છે અને પરિણામે કામ કરનારાઓ અનેક વ્યાધિઓના અને તેમાં પણ ક્ષયરોગ જેવા વ્યાધિના ભોગ થઈ પડતા વારંવાર જોવામાં આવે છે. તે શીવાય બીજા કેટલાક એવા સ્વતંત્ર ધંધાઓ પણ છે કે જેના પરિણામે પણ કામ કરનારાઓ ક્ષયરોગ જેવા વ્યાધિના ભોગ થઇ પડવા સંભવ છે.

સામાન્ય રીતે જે ધંધાઓમાં કામ કરતી વખતે ફેફસામાં ધુળ તેમજ વસ્તુની ઝીણી ઝીણી બારીક રજકણો જવાનો સંભવ હોય તેવા ધંધાઓમાંથી ઘણાં મોટા ભાગે ક્ષયરોગ લાગુ પડી આવે છે, તેવીજ રીતે કેટલાક ધંધાઓ એવા છે કે જેમાં કામ કરતી વખતે કામદારને એવી વાંકી ચુંકી શરીરની સ્થિતિમાં બેસીને કામ કરવું પડે છે કે જેના પરિણામે ફેફસાં દબાયેલાં રહી તેમાં પુરતી હવા દાખલ થઈ શકતી નથી અને ફેફસાં અને છાતી વિગેરે એવી તો અયોગ્ય સ્થિતિ Position માં રહેવા પામે છે કે જેના પરિણામે છાતી નબળી પડી જઇ વહેલો મોડો ક્ષયરોગ લાગુ પડી આવે છે. તે શીવાય બીજા કેટલાક ધંધાઓ એવા છે કે જેમાં બંધબારણે અને પુષ્કળ ગીરદી વચ્ચે કામ કરવાનું હોય છે અને તેમાં શુદ્ધ હવાની આવજા ઓછી હોય છે એટલુંજ નહીં પણ તેની અંદરના કામદારોના શ્વાસોશ્વાસના લીધે તે જગાની હવા બગડેલી હોવાનો સંભવ છે. અને તેવીજ હવાની પાછી વખતો વખત ફેફસામાં આવજા થતી હોવાથી આખરે તેમાંથી લોહીની શુદ્ધિ નહીં રહેતાં મનુષ્યો વહેલા મોડા ક્ષયરોગના ભોગ થઈ પડવા સંભવ છે.

**ક્ષયરોગ લાગુપડીઆવે તેવા ધંધાઓ**—Trades which produce a direct irritation of lungs—જે ધંધાઓથી ફેફસામાં ક્ષોભ તથા વરમ થઈ આવે તેવાં ધંધાઓ પણ છે. જે ધંધાઓમાં કામ કરતી વખતે ફેફસામાં ધુળ અગર વસ્તુની ઝીણી ઝીણી અને બારીક રજકણો જવા પામી તેનો જમાવ થવા સંભવ

છે. તે ધંધાઓથી વહેલા મોડા ક્ષયરોગ લાગુ પડી આવવા સંભવ છે. આવા ધંધાઓ અનેક છે અને તેમાં મુખ્યત્વે કરીને સલાટ, કડીયા, પીંજારા, કાંતનારા, દળનારા, લાકડાં વેરનારા, ચોખાને સાફ કરવાનું કામ કરનારા, મીલમજુરો તથા ધાતુઓનું કામ કરનાર તથા ખાણો ખોદનારા વિગેરે મનુષ્યોના ધંધા એવા છે કે જેમાં કામ કરતી વખતે કુદરતી રીતે તે તે ચીજોની ઝીણી ઝીણી બારીક રજકણો હમેશાં થોડા ઘણા પ્રમાણમાં ફેફસામાં જતી હોય છે, અને તે રજકણો એ પ્રમાણે લાંબો વખત ફેફસાંમાં જવી ચાલુ રહેતાં આખરે ફેફસાંનો અમુક ભાગ નક્કર જેવો થઇ જાય છે અને કેટલેક વખતે એકઠી થયેલી રજકણોવાળાં ફેફસાંના ભાગમાં ક્ષોભ અને વરમ Irritation and inflamation થઇઆવી ક્ષયરોગનું મૂળ રોપાય છે અને આ પ્રમાણે બનતું આપણે ઘણી વખત જોઈએ છીએ એટલે કે દાખલા તરીકે આપણે આપણાં દેશમાં કામ કરનારા સલાટ તથા કડીયા વિગેરેનો ખ્યાલ કરશું તો આપણને તે ખુલ્લુ જણાઈ આવશે.

સાધારણ રીતે એક સલાટ અગર કડીયાનો છોકરો પંદર સત્તર વર્ષની ઉમરે ભર યુવાનીમાં આવી ગયેલો અને રૂષ્ટ પુષ્ટ જોવામાં આવે છે અને આખો દીવસ જોસભેર કામ કરતો જોવામાં આવે છે, પણ તે પ્રમાણે લગભગ દસ પંદર અગર તેથી વધુ ઘટુ વર્ષ કામ કર્યો બાદ અજાયબ રીતે તે લેવાઈ ગયેલો અને ક્ષયરોગથી પીડાતો આપણે ઘણી વખત જોઈએ છીએ. આપણા દેશમાં સલાટ તથા કડીયા વિગેરે મજુર લોકો ક્ષયરોગથીજ મૃત્યુ પામતા મોટા ભાગે જોવામાં આવે છે એટલુંજ નહીં પણ તે પૈકી મોટો ભાગ પાંત્રીશથી ચાલીસ વર્ષની ઉમરે પહોચતાં પહોચતાંજ ક્ષયરોગથી સપડાઈ જાય છે અને તેના પરિણામે તેઓ તેટલીજ ઉમરે મૃત્યુ પામતા જોવામાં આવે છે. આ પ્રમાણે તેવા લોકોનું ક્ષયરોગથી મૃત્યુ પામવું તે કાંઈ ઈશ્વરે કુદરતી નિયમ તરીકે નક્કી કર્યું ન હોવું જોઈએ કે સલાટ વિગેરે લોકો ક્ષયરોગથીજ મરવા જોઈએ, પણ ખરૂં

જોતાં આ પ્રમાણે તેમનું અલ્પાયુષીપણું તે તેમના ધંધાનેજ આભારી છે. આ પ્રમાણે ઉપર કહેલા બીજા ધંધાઓમાં પણ બને છે.

**કામ કરતી વખતે છાતી અને ફેફસાં અયોગ્ય સ્થિતિમાં રહેવા પામે તેવા ધંધાઓ**—Trades which cramp and confine the movements of the chest–બીજું કેટલાક એવા બેઠાડુ ધંધાઓ Sedentery છે કે જેમાં કામ કરતી વખતે મનુષ્યોના ફેફસાં એવાં તો અયોગ્ય સ્થિતિમાં રેહેવા પામે છે કે જેના પરીણામે આખરે ફેફસાં નબળાં પડી જઈ ક્ષયરોગ લાગુ પડી આવવા સંભવ છે. દાખલા તરીકે મોચી, દરજી, સુતાર, કડીયા, છાપખાનામાં કામ કરનારાઓ, સોની તથા નામું લખનાર મહેતાજી વિગેરેને બેઠાં બેઠાં પણ વાંકી છાતી રાખીને કામ કરવાનું હોય છે અગર તો તેમને તેવી ટેવ પડી ગયેલી હોય છે અને આ પ્રમાણે તેઓની છાતી અને ફેફસાં તેવી સ્થિતિમાં હમેશાં રહેવા પામતાં તેમના ફેફસાં અને છાતી જન્મથી ગમે તેવા સારાં અને મજબુત હોય તોપણ વહેલા મોડાં નબળાં, દબાયેલાં અને સાંકડાં થઈ જવા સંભવ છે, કારણકે ફેફસાં અને છાતી વિગેરે વાંકા અને દબાયેલાં રહેવાથી શ્વાસોશ્વાસ લેતી વખતે તે જેવાં જોઈએ તેવાં વિસ્તૃત થવા અગર ફુલવા પામતાં નથી અને તેથી તેમાં જોઈએ તેટલી હવા દાખલ થઈ નહીં શકતાં આખરે ફેફસાંના અમુક ભાગમાં હવા બરોબર નહીં જવા પામતાં તે ભાગ નબળો થઈજવાપામેછે અને કેટલેક વખતે અનુકુળ સંજોગો મળતાં ક્ષયરોગ લાગુપડીઆવેછે.

સામાન્ય રીતે મનુષ્યોએ ટટાર અને સીધા બેસીને કામ કરવું જોઈએ. સીધા અને ટટાર બેસીને કામ કરવાથી ફેફસાં જેવાં જોઇએ તેવાં મોટાં થઇ શકે છે અને બરાબર ફૂલી શકે છે અને જેટલી જોઈએ તેટલી હવા ફેફસાંમાં જવા પામતાં તેઓ દઢ, મજબુત અને નિરોગી રહેવા પામે છે.

**બંધ અને હવાની પુરતી આવજા ન થઈ શકે તેવાં**

**મકાનોમાં કરવું પડે તેવા ધંધાઓ**—Working in close and ill-ventilated rooms-બીજું કેટલાક ધંધા એવા હોય છે કે જેમાં સંખ્યાબંધ માણસો સાથે બેસીને અમુક બંધેજ અને હવાની પુરી આવજા ન હોય તેવા મકાનમાં કામ કરતાં હોય છે. દાખલા તરીકે મીલમાં કામ કરનારા તથા કોલસા વિગેરેની ખાણોમાં કામ કરનારા મનુષ્યોને હવાની પુરી સગવડ ન હોય તેવી જગામાં લાંબો વખત કામ કરવાનું હોય છે અને આ પ્રમાણે લાંબો વખત બેસીને કામ કરવાથી શુદ્ધ હવાની ખામીને લીધે તેઓ ધીમે ધીમે નબળા અને ફીક્કા પડતા જાય છે અને આખરે તેઓનાં ફેફસાં પણ નબળાં પડી જઈ ક્ષયરોગનો ભોગ થઇપડવા સંભવ છે.

ઉપર પ્રમાણે અમુક અમુક ધંધાના પરીણામે ક્ષયરોગ તેમજ બીજા કેટલાક નાના મોટા વ્યાધિઓ લાગુ પડી આવતા હોવાથી કેટલાક મનુષ્ય જાતીપર પ્રેમ ધરાવનારા અને પરગજુ મનુષ્યોએ ભારે મહેનત લઈને સરકાર પાસે ખાસ કાયદાઓ બંધાવીને કારખાનામાં કામ કરનારની આરોગ્યતા કેમ સચવાય તેને માટે સારો બંદોબસ્ત કરાવ્યો છે, તેઓ તેમને માટે ચોખ્ખી હવાની સારી આવજા હોય તેવા તેમજ પ્રકાશની સગવડતાવાળાં મકાનોની તેમને માટે ફરજીયાત સગવડતા કરાવે છે, તેઓના કામ કરવાના વખતની હદ બંધાવી છે, તેઓના પગાર તથા રોજીમાં સુધારો વધારો કરાવ્યો છે, અને તેઓના રહેવાના મકાનો સારાં સગવડવાળાં અને સસ્તા ભાડે મળી શકે તેવી ગોઠવણ કરાવી છે; તેમજ તેઓને કામ કરતી વખતે બેસવા વીગેરેની ઉત્તમ સગવડતા તથા સારી બેઠકો રાખવાની સગવડતા કરાવી છે.

**નમ્ર કરી નાંખે તેવા મનોવિકારો**—Depressing Emotions-લાંબા વખતનું દુઃખ, ભય, ચિન્તા, નાઉમેદી, નિરાશા, ઉદાસીન વૃત્તિ, ધાસ્તિ તથા વખતોવખત ક્રોધ ચડી આવવો વિગેરે માનસિક વિકારો ઘણા નુકશાનકારક છે. દુઃખ, ભય અને ચિન્તા

વિગેરેથી મગજ અને મજ્જાતંતુઓ પર એકદમ અસર થઇઆવી તેઓ શિથિલ બની જાય છે અને કેટલાક વાઈ, હીસ્ટીરીયા અને ન્યુરેસ્થેનીયા જેવા વ્યાધિઓને જન્મ આપે છે તે આપણે સૌ જાણીયે છીએ. ઉપર કહેલા માનસિક વિકારોથી શરીરની સાતે ધાતુઓ વિષ-મય બની જવા પામે છે અને તે પ્રમાણે જો લાંબો વખત ચાલુ રહેવા પામે તો આખરે તેમાંથી ક્ષયરોગ જેવા વ્યાધિનું મુળ રોપાય છે. આ પ્રમાણે હોવાથી દરેક મનુષ્યે પોતાનું મન હમેશાં પ્રફુલ્લિત રહે તેમ કરવું જોઇએ અને કોઈ પણ જાતના નકામા મનોવિકારો ઉત્પન્ન થવા ન પામે એની પુરતી કાળજી રાખવી જોઇએ.

**દારૂ, તંબાકુ, ભાંગ, ગાંજો તથા અફીણ વિગેરે માદક ચીજોનો હદ ઉપરાંત ઉપયોગ**—Excessive and habitual use of Alcohol, tobacco, and other narcotic drugs. દારૂ, તંબાકુ, ભાંગ, ગાંજો અને .અફીણ વિગેરે ઝેરી અને માદક ચીજોના હદ ઉપરાંત ઉપયોગથી ઘણુંજ નુકશાન થાય છે અને તેમાંથી આખરે ક્ષયરોગ જેવા રોગ લાગુ પડી આવવા સંભવ છે તે આપણે સૌ જાણીયે છીએ તો પણ તે પૈકી એકાદ ચીજના વ્યસનથી ભાગ્યે કોઈ વીરલા પુરૂષો મુક્ત રહેવા પામ્યા હશે. હદ ઉપર દારૂ, ભાંગ તથા અફીણથી નુકશાન થાય છે એટલું જ નહીં પણ હદ ઉપરાંત તંબાકુના વ્યસનથી પણ પારાવાર નુકશાન થાય છે અને અનેક જાતના વ્યાધિઓ લાગુ પડી આવે છે અને તેમાં ખાસ કરીને ફેફસાનાં વ્યાધિઓ લાગુ પડી આવવા વધારે સંભવ છે અને તે પ્રમાણે આપણે બહુ બીડી પીનારાઓને આખો દીવસ ખોં ખોં કરતા સાંભળીએ છીએ. દારૂ અને તંબાકુના હદ ઉપરાંત ઉપયોગથી જે માઠાં પરિણામો આવે છે તે વિષે અનેક નાના મોટા પુસ્તકો લખાયાં છે અને જનસમાજને તેમાંથી બચાવવાને સમજુ અને ડાહ્યા માણસો મોટા મોટા મંડળો સ્થાપી પોતાથી બનતું કરી રહ્યા છે અને કેટલેક દરજ્જે તેઓ તેમાં સફળ પણ થયા છે તો પણ હજુ સુધી જનસમાજ તે વાત બરો-

બર સમજતો થયો નથી, માટે ખાસ કરીને કહેવાનું જે દરેક જુવાન પુરૂષોએ ઉપર કહેલી નુકશાનકારક ચીજોથી જેમ બને તેમ દુર રહેવું જોઇએ.

**છાતી અને ફેફસાંનાં ભાગપર કોઇપણ જાતનો ધક્કો, આઘાત, ઘા તથા ક્ષત વિગેરે**—Wounds, Bruises and traumatic injury on the chest.–છાતી તથા ફેફસાંના ભાગપર બહારથી કોઈ પણ જાતનો ધક્કો, આઘાત તથા તે ભાગપર કોઇપણ જાતનો ઘા વાગવાથી પણ કેટલીક વાર લાંબે કાળે તેમાંથી ક્ષયરોગ લાગુ પડી આવવા સંભવ છે અને તે વાત કેટલાક વિદ્વાન દાક્તરોએ વૈદક મંડળના ધ્યાનપર અનેક લેખો લખી લક્ષમાં રાખવા સૂચના કરી છે. છાતીના અને ફેફસાંના ભાગપર વખતો વખત થતા દબાણ અગર ધક્કાથી પણ કેટલીક વાર ક્ષયરોગને જન્મ મળે છે અને તેના માટે વિદ્વાન દાક્તર પૅરાઉડ નીચે પ્રમાણે કહે છે:—

Dr. Perrow has described traumatic consumption among the Pbone boatmen: To work their boat, they employ a long hole called harpi, the end of which presses on the chest under the collar-bone. The repeated pressure of this boat-hook produces a sort of chronic wound on the upper part of the chest, which reacts on the apex of the lung, and favours the develop·ment there of koch,'s bacillus. First there forms a point of chronic congestion at the apex of the lung, at the place where the harpı presses. The patient has a dull, deep seated pain at this point, then he begins to cough,

ભાવાર્થ—ખલાસીઓ પોતાની હોડીઓ ચલાવવા માટે એક

લાંબો લાકડાનો ધોકો રાખે છે કે જે ધોકાનો એક છેડો પોતાની છાતી સાથે દાબીને દરેક હલેસાં મારે છે. આ પ્રમાણે લાંબો વખત કામ કરવાથી છાતીના જે ભાગપર ધોકાનો છેડો દરેક વખતે દબાણ કરતો હોય તે ઠેકાણે એક જીર્ણ ઘા જેવું થઈ રહે છે, અને લાંબે કાળે તેની અસર ફેફસાંની અંદર પહોંચીને તે ઠેકાણેથી ક્ષયરોગની શરૂઆત થાય છે. ઘણું કરીને ધોકાનો છેડો હાંસડીના નીચલા ભાગ પર રાખીને હલેસાં મારવામાં આવતાં હોય છે એટલે તે ઠેકાણેથી ક્ષયરોગની શરૂઆત થાય છે. શરૂઆતમાં તે ભાગમાં પ્રથમ લોહીનો ભરાવો થઇ આવે છે અને પાછળથી તે સ્થળે જીર્ણ દુખવા જેવું લાંબો વખત ચાલુ રહી થોડી થોડી ખાંસી આવવી શરૂ થાય છે અને તેમાંથી ક્ષયરોગના બીજા ચિન્હો એક પછી એક જણાવા માંડે છે.

ઉપર પ્રમાણે છાતી અને ફેફસાંના ભાગપર લાંબા વખતના ધક્કા અગર દબાણથી આ વ્યાધિ લાગુ પડી આવે છે એટલુંજ નહીં પણ કેટલીક વાર છાતી અગર ફેફસાંના ભાગ પરના એક જ વખતના સખત ધક્કા અગર દબાણથી પણ ક્ષયરોગ લાગુ પડી આવ્યાના પણ દાખલાઓ નોંધાયા છે અને અમારા પોતાના અનુભવમાં પણ એવો એક દાખલો આવ્યો હતો કે જેમાં દરદીને બે ત્રણ વર્ષ પહેલાં દેશી ગાડાંમાં ચડતાં ગાડાંના આડાંનો છાતીપર સખત ધક્કો લાગ્યો હતો. અને ત્યારબાદ તે ભાગનો બે ચાર મહીના સુધી જીર્ણ દુઃખાવો રહ્યા બાદ તેને થોડી થોડી ખાંસી આવવી શરૂ થઈ ક્ષયરોગ લાગુ પડયો હતો. આવાં સાધારણ કારણથી પણ કેટલીકવાર ક્ષયરોગનું મુળ ધલાય છે માટે છાતી અગર ફેફસાંના ભાગપર કોઈ પણ જાતનો નાનો મોટો ધક્કો અગર આઘાત થયો હોય અને તેના પરીણામે તે ભાગમાં લાંબો વખત જીર્ણ દુઃખાવો રહેવા પામે તો તે વાતને નહીં ગણકારતાં તેનાં ચાંપતા ઉપાયો લેવા જોઇએ. આપણા દેશી વૈદકમાં જે ઉરઃક્ષતનાં કારણો તથા વ્યાખ્યા આપી છે તે આ કારણને કેટલેક અંશે મળતી છે. ઉરઃક્ષત થવાના એવાં એવાં

કારણો બતાવ્યાં છે કે જેનાં પરિણામે છાતીની અંદર અગર બહાર સખ્ત ધક્કો અગર આઘાત લાગીઆવવા સંભવ છે અને તેની અસરથી ફેફસાંમાં અસર થઈ આવી ત્યાં આગળ નાનું મોટું ક્ષત થઈ આવી ક્ષયરોગની શરૂઆત થવા સંભવ છે.

**ઓટો ઈનટોક્ષીકેશન**—Auto-Intoxication—એટલે પોતાના શરીરની અંદર પેદા થયેલ વિષથી જ શરીરનું દુષિત થવું.

આ જ કેટલાંક વર્ષો થયાં અનેક વિદ્વાન દાક્તરો તથા વૈદ્યોનું આ બાબત તરફ ખાસ લક્ષ ખેંચાયું છે અને લાંબા વખતના અનુભવ પછી તેઓ એવા નિર્ણય પર આવ્યા છે કે ઘણાંખરાં જીર્ણ વ્યાધિઓનું તેમ જ કેટલાક તિક્ષ્ણ અને પ્રાણઘાતક વ્યાધિઓનું ઓટો ઈન્ટોક્ષીકેશન એક મોટામા મોટું કારણ હોવું જોઈએ અને તેથી ઓટો ઇન્ટોક્ષીકેશન વિષે થોડી ઘણી હકીકત જાણવાની જરૂર છે:—

અનેક વિદ્વાનોએ બારીક અનુભવના પરિણામે સિદ્ધ કર્યું છે કે જીર્ણ અને લાંબા વખતની હઠીલી દસ્તની કબજીયાત Habitual constipation and coprostasis એ અનેક જાતના જીર્ણ વ્યાધિઓનું અને તેમાં પણ ક્ષયરોગ જેવા વ્યાધિનું એક મોટામાં-મોટું કારણ થઈ પડવા સંભવ છે. લાંબા વખતની અને હઠીલી દસ્તની કબજીઆતથી આંતરડાંમાં મળનો ઉત્તરોત્તર સંચય થવા પામી અનેક જાતનો સડો fermentation પેદા થવા પામે છે અને તેનાં પરિણામે અનેક જાતના ઝેરી સુક્ષ્મ રોગજંતુઓ પણ પેટ અને આંતરડામાં પેદા થવા પામી એક જાતનું જંતુજન્ય વિષ Toxin પેદા કરે છે અને આ પ્રમાણે આંતરડાંમાં મળ વિગેરેનો સંચય થવાથી તેમ જ જંતુજન્ય વિષ પેદા થવાથી ક્રમે ક્રમે પાચનશક્તિ બગડતી જાય છે. એટલું જ નહીં પણ ઉપર કહેલા મળના તેમ જ જંતુજન્ય સડાથી શરીરની અંદરના બધા રસો વિષમય બની જાય છે અને તેવા રસોનું શરીરમાં શોષણ થવાથી દરદીના શરીરનું લોહી દુષિત બની જાય છે તેમ જ મંદાગ્નિને લીધે જે થોડો ઘણો ખોરાક લેવાતો હોય

છે તેનો જે રસ પેદા થાય છે તે પણ પ્રમાણમાં અલ્પ અને વિષમય હોય છે. એટલે તેવા રસોથી શરીરનું બરોબર પોષણ નહીં થતાં શરીરમાં અશક્તિ આવી જઇ ક્ષયરોગ જેવા વ્યાધિનું મૂળ રોપાય છે. લાંબા વખતની દસ્તની કબજીયાત તથા જીર્ણ અગ્નિમાંદ્યતા એ પણ ક્ષયરોગનાં સહાયકારી કારણો છે અને તેટલા માટે દરેક માણસે મળશુદ્ધિને માટે પૂર્ણ કાળજી રાખવી જોઇએ. જ્યાં સુધી દસ્ત નિયમિત હોય છે ત્યાં સુધી પાચનશક્તિ પણ સારી રહે છે અને કોઇપણ જાતનો વ્યાધિ એકદમ હુમલો કરી શકતો નથી.

**ક્ષયરોગનું ખાસ ઉત્પાદક અથવા સન્નિકૃષ્ટ કારણ—** Exciting cause of consumption–ઉપર પ્રમાણે ક્ષયરોગના સહાયકારી અથવા વિપ્રકૃષ્ટ કારણો વિગતવાર કહી ગયા કે જે કારણોથી મોટા ભાગે ક્ષયરોગ જલદીથી લાગુ પડી આવે તેવી શારીરિક સ્થિતિ થઈ આવે છે અને કોઇ કોઇ વાર ક્ષયરોગને મળતો Non-Tubercular consumption બીજો વ્યાધિ સીધી રીતે પણ લાગુ પડી આવે છે, પણ અત્રે આપણે ખરેખર ક્ષયરોગના ખાસ ઉત્પાદક કારણ વિષે વિચાર કરવાનો છે. આ કારણ ખરેખરા ક્ષયરોગનું એક મુખ્ય અને મોટામાં મોટું કારણ છે એટલે કે ઉપર કહેલા વિપ્રકૃષ્ટ કારણોથી જ્યારે શરીર બહુ જ અશક્ત થઈ જવા પામે છે તેમાં જ્યારે આ ઉત્પાદક કારણનો યોગ થવા પામે છે ત્યારે જ ખરેખરો ક્ષયરોગ દેખાઇ આવે છે. આ કારણનો યોગ થતાં જે પ્રકારનો ક્ષયરોગ જણાઈ આવે છે તે ઘણો જ વિષમ અને કષ્ટસાધ્ય હોય છે તેમ જ તે ઘણો ચેપી ગણાય છે.

ઉપર આપણે જણાવી ગયા કે જ્યારે સન્નિકૃષ્ટ કારણનો યોગ થવા પામે છે ત્યારે જ ખરેખરો ક્ષયરોગ લાગુ પડે છે એટલે અમારૂં એમ કહેવું નથી કે દરેકે વખતે તે સન્નિકૃષ્ટ કારણનો યોગ પાછળથી જ થાય છે એટલે કે વિપ્રકૃષ્ટ કારણોથી શરીર નબળું પડયા પછી જ હમેશાં તેનો યોગ થઈ શકે છે, પણ ઉલટું કોઈ કોઇ કેસમાં આ

સન્નિકૃષ્ટ કારણનોયોગ ઘણાં લાંબા વખતથી થયેલો હોય છે એટલે તેનો શરીરમાં પ્રવેશ ઘણાં લાંબા વખતથી થયેલો હોય છે, પણ અનુકુળ સંજોગોના અભાવે તે બહુ જોર કરી નહીં શકતાં ગુપ્ત રીતે કોઇ પણ જાતની અડચણ કર્યા વીના પડી રહેલ હોય છે, પણ જ્યારે કોઇપણ કારણથી શરીરમાં નબળાઇ આવે છે ત્યારે તે કારણ જોરમાં આવીને વ્યાધિનો દેખાવ આપે છે.

સાધારણ રીતે જુવાન પુરૂષોને જે પ્રાણઘાતક ક્ષયરોગ લાગુ પડેલો જોવામાં આવે છે તેમાં ઘણું કરીને આ સન્નિકૃષ્ટ કારણનો યોગ શરૂઆતથી જ પ્રાપ્ત થયેલો હોય છે અને પાછળથી વિપ્રકૃષ્ટ કારણોનો યોગ થતાં વ્યાધિ એકદમ માલમ પડે છે. જ્યારે તેથી ઉલટું પુખ્ત ઉમરના પુરૂષોમાં જે ક્ષયરોગ જોવામાં આવે છે તેમાં ઘણુંકરીને પ્રથમ વિપ્રકૃષ્ટ કારણોથી શરીરમાં નબળાઈ આવ્યા બાદ સન્નિકૃષ્ટ કારણનો યોગ થઇ આવે છે, એટલે કે પાછળથી સન્નિકૃષ્ટ કારણનો યોગ થતાં વ્યાધિ દેખાઇ આવે છે એટલું જ નહીં પણ જ્યાં સુધી તેમાં સન્નિકૃષ્ટ કારણનો યોગ થવા પામતો નથી ત્યાં સુધી તે વ્યાધિ સાધ્ય રહી શકે છે એટલે કે તેવા ઘણા દરદીઓ જલદીથી સારા થઈ શકે છે, પણ કોઇપણ કારણથી તેમાં જ્યારે સન્નિકૃષ્ટ કારણનો યોગ થવા પામે છે ત્યારે તે વ્યાધિ ઘણો વિષમ અને કષ્ટસાધ્ય સ્થિતિમાં આવી જવા પામે છે. ઉપરની હકીકત પરથી સમજાય છે કે આ સન્નિકૃષ્ટ કારણ એ ક્ષયરોગનું બહુ જ અગત્યનું કારણ છે એટલું જ નહીં પણ જ્યાં સુધી તે કારણનો યોગ થતો નથી ત્યાં સુધી વ્યાધિ સાધ્ય ગણાય છે પણ જ્યારે તેનો યોગ થવા પામે છે ત્યારે તે લગભગ અસાધ્ય જેવો ગણાય છે. તે શીવાય જ્યાં સુધી આ સન્નિકૃષ્ટ કારણનો યોગ થતો નથી ત્યાં સુધી વ્યાધિનો પણ પુરેપુરો નિર્ણય થતો નથી અને ચિકિત્સકને માત્ર તે કોઇપણ વ્યાધિના પરિણામ રૂપ નબળાઇ હોય તેમ લાગે છે અને ખરૂં જોતાં હોય છે પણ તેમ જ, પણ જ્યારે આ કારણનો યોગ થવા પામે છે ત્યારે વ્યાધિ

તેના સંપુર્ણ સ્વરૂપમાં આવી જવા પામી ખરેખરો ક્ષયરોગ દેખાઇ આવે છે અને તેનું નિદાન પણ તુરત થઇ શકે છે.

ઉપર પ્રમાણે આ કારણ બહુ અગત્યનું હોઇ તે વિષે સંપુર્ણ હકીકત જાણવી જોઇએ. અને તે હાલની શોધખોળ પ્રમાણે Tubercular Bacillus નામના સુક્ષ્મ રોગજંતુઓ છે એમ સિદ્ધ થયું છે કે જે જંતુઓ મનુષ્યોના ફેફસાંમાં કોઇપણ રીતે પ્રવેશ થવા પામી ખરેખરા ક્ષયરોગને જન્મ આપે છે. ઉપર પ્રમાણે વસ્તુસ્થિતિ હોવાથી તે રોગજંતુઓ વિષે પુરેપુરી હકીકત જાણવાની જરૂર છે અને તેની સામાન્ય સમજ નીચે પ્રમાણે છેઃ—

**ટયુબરકયુલ બેસીલસ અથવા ક્ષયરોગના જંતુઓ-** Tubercule Bacillus–ટયુબરકયુલ બેસીલસ એ એક જાતના બહુ જ સુક્ષ્મ જંતુઓ છે અને તે માત્ર મોટા સુક્ષ્મદર્શક યંત્ર વડે જ જોઇ શકાય છે. આ જંતુઓ બધી જાતના ટયુબરકયુલોસીસ નામના વ્યાધિઓનું તેમ જ ક્ષયરોગનું મુખ્ય કારણ છે. ક્ષયરોગના સ્વરૂપ ઉપરથી તે વ્યાધિ જંતુજન્ય હોવા વિષે પ્રથમ કેટલાક વિદ્વાનોનું ધ્યાન તે બાબતપર ખેંચાયું હતું, પણ ઈ. સ. ૧૮૮૨ ની સાલમાં વિદ્વાન દાક્તર કોકે વધારે શોધખોળ કરી અને અનેક જાતના અખતરાઓ કરી આ બાબત વધારે અજવાળું પાડયું છે અને દરેક જાતના ટયુબરકયુલોસીસ નામના વ્યાધિનું તેમ જ ક્ષયરોગનું મુળ કારણ આ જ જંતુઓ છે એમ સિદ્ધ કરી આપ્યું છે. આ જંતુઓ બહુ જ ભયંકર અને નુકશાનકારક છે તે સાથે તે અમુક સ્વરૂપ અને સ્થિતિમાં ચેપી અને ઉપદ્રવકર્તા છે એટલે જે જે અવયવોમાં આ જંતુઓ દાખલ થવા પામે છે ત્યાં આગળ અનુકુળ સંજોગો મળતાં મહા ભયંકર વ્યાધિ ઉત્પન્ન કરે છે.

**ટયુબરકયુલ બેસીલસ નામના જંતુઓના પ્રકારો—** Varieties or Types of tubercule Bacillus–વિદ્વાનોએ શોધખોળ કરી આ જંતુઓ ટયુબર કયુલોસીસ નામના વ્યાધિનું

મુળ કારણ છે એમ શોધી કાઢયું છે એટલું જ નહીં પણ તે જંતુઓના મુખ્ય ત્રણ ભેદ પાડયા છે જેવા કે.:—

૧. Avine Type of tubercule Bacillus—મનુષ્ય અથવા ઢોર શીવાય બીજાં પ્રાણીઓ તથા પક્ષીઓમાં મળી આવતાં ટયુબરકયુલ નામના જંતુઓ.

૨. Bovine type of tubercule Bacillus—ગાય, વાછરડા તથા બળદ વિગેરેનાં મળી આવતાં ટયુબર કયુલ બેસીલસ નામના જંતુઓ.

૩. Human type of tubercule Bacillus—મનુષ્યમાં મળી આવતાં ટયુબરકયુલ બેસીલસ નામના જંતુઓ.

ઉપર પ્રમાણે વિદ્વાનોએ ત્રણ પ્રકારના જંતુઓ શોધી કાઢયાં છે. જેમાંનાં સર્વે થોડાઘણા ફેરફાર શીવાય લગભગ સરખા છે, પણ તેમાના પહેલા પ્રકારના જંતુઓ શીવાય બીજા પ્રકારના એટલે કે ઢોરને લગતા અને મનુષ્યને લગતાં જંતુઓ મનુષ્યને ઉપદ્રવકર્તા છે, જોકે તેમાં પણ કેટલાક દાક્તરો જુદા પડે છે એટલે કે બીજા પ્રકારના એટલે bovine ઢોરને લગતા જંતુઓ મનુષ્યોને બહુ જ ઉપદ્રવકર્તા નથી તો પણ સામાન્ય માન્યતા પ્રમાણે Bovine એટલે ઢોરને લગતા તેમ જ Human એટલે મનુષ્યને લગતા જંતુઓ નુકશાનકારક છે એમ સિદ્ધ થયેલું છે.

**ટયુબરકયુલ બેસીલસની જીવન ટકાવવાની શક્તિ—** Vitality of tubercule Bacillus—જો કે શરીરની બહાર પડયાપડયા અનુકુળ સંજોગોના અભાવે આ જંતુઓની બરોબર વૃદ્ધિ થઈ શકતી નથી તોપણ બહાર રહ્યા છતાં પણ આ જંતુઓ ભીની તેમજ સુકાયેલી સ્થિતિમાં ઘણો લાંબો વખત પોતાનું જીવન ટકાવી શકે છે, એટલે કે અમુક સ્થિતિમાં ઘણો લાંબો વખત સુધી ઉપદ્રવ કરે એવી સ્થિતિમાં બહાર રહી શકે છે અને અનુકુળ સંજોગો મળતાં શરીરમાં દાખલ થવા પામી તેમજ શરીરમાં દાખલ થયા પછી પણ

કેટલોક વખત ગુપ્ત રીતે શરીરમાં પડી રહી અનુકુળતા મળ્યે વ્યાધિ-રૂપ થઈ પડે છે. આવા જંતુઓ જાહેર રસ્તાપર, રહેવાના મકાનોમાં, તેમજ હવામાં પુષ્કળ પ્રમાણમાં હોવાનો સંભવ છે .પણ સુર્યના તાપથી અને ગરમીથી તેનો નાશ થઈ જતો હોવાથી વાતાવરણમાં તેનું પ્રમાણ કુદરતી રીતે કમતી થઇ જવા સંભવ છે અને જો તેમ થતું ન હોત તો આખું વાતાવરણ તેવા જંતુઓમય થઇ જાત. એટલે કહેવાની મતલબ એટલીજ કે તે જંતુઓ સુર્યના તાપ અને ગરમીથી નાશ પામે છે અને તે શીવાય તેઓ લાંબો વખત ઉપદ્રવ કરે તેવી સ્થિતિમાં ઘરની તથા મકાનોની અંદર ચૈતન્યયુક્ત રહી શકે છે.

**ટયુબરકયુલબેસીલસનો જમાવ થવાના મુખ્ય અવયવો**—The Sites of deposit of tubercule Bacillus–શરીરની અંદરના ઘણાખરા અવયવોમાં આ જંતુઓ પોતાનો જમાવ કરી શકે છે તોપણ મુખ્યત્વેકરીને ફેફસાં, લીમ્ફેટીક ગ્રંથીઓ, મુત્રપીંડ, જનનેંદ્રિ, યકૃત, બરોળ, હોજરી, આંતરડાં, મગજ તથા તેના અંતરાવરણ, તેમજ શરીરની અંદરના મૃદુશ્લેષ્માવરણ, પ્લ્યુરા અને પેરીટોનીયમ વિગેરેમાં તેમજ હાડકાં અને સાંધા વિગેરેમાં દાખલ થવા પામી આ જંતુઓ તેમાં જમાવ કરી શકે છે અને તે સ્થળનો ટયુબરકયુલોસીસ નામનો વ્યાધિ પેદા કરે છે.

**ટયુબરકયુલ બેસીલસ અથવા ક્ષયરોગના જંતુઓ ઘણાં ચેપી છે**—Tubercule Bacillus is very infective ઉપર કહેલા ટયુબરકયુલ બેસીલસ નામના રોગ જંતુઓ એ દરેક જાતના ટયુબરકયુલોસીસ નામના રોગોનું તેમજ ક્ષયરોગનું એક મુખ્ય કારણ છે એકલુંજ નહીં પણ તે રોગજંતુઓ સામાન્ય રીતે બહુજ ચેપી ગણાય છે. એટલે કે જે સ્થળે તે દાખલ થવા પામે છે ત્યાં આગળ અમુક વખત ગુપ્ત રીતે પડયા રહી અગર આસ્તે આસ્તે પોતાનો જમાવ કરી અનુકુળ સંજોગો મળતાં તે સ્થળે વિકૃતિ કરી

તે અવયવનો ટયુબરક્યુલોસીસ નામનો મહા દુષ્ટ અને અસાધ્ય વ્યાધિ ઉત્પન્ન કરે છે. તેજ પ્રમાણે જ્યારે ઉપર કહેલા રોગજંતુઓ મનુષ્યોના ફેફસાંમાં દાખલ થવા પામે છે ત્યારે ત્યાં આગળ પણ તેઓ ફેફસાંનો ટયુબરક્યુલોસીસ નામનો મહા દુષ્ટ વ્યાધિ પેદા કરે છે કે જેને સામાન્ય લોકો ક્ષયરોગના નામથી ઓળખે છે.

**ક્ષયરોગનું ચેપીપણું**—Contagiousness of consumption–ઉપર કહ્યા પ્રમાણે ક્ષયરોગના જંતુઓ ઘણાં ચેપી છે એમ સિદ્ધ થયા પછી ક્ષયરોગ કે જે મોટા ભાગે આ જંતુની વિકૃતિનુંજ પરિણામ છે તે ચેપી હોય તેમાં શંકા લાવવાનું કાંઇ પણ કારણ બાકી રહેતું નથી એટલે કે ક્ષયરોગ ચેપી છે અને તેનો ચેપ બીજા તંદુરસ્ત મનુષ્યોને અનુકુળ સુંજોગોમાં યોગ્ય પ્રમાણમાં લાગવાથી તેઓને પણ ક્ષયરોગ લાગુ પડી આવે છે તે વાત હાલ એક સર્વમાન્ય સિદ્ધાંત તરીકે કબુલ કરવામાં આવે છે. જોકે આ સિદ્ધાંતમાં કેટલોક નજીવો મતભેદ છે તોપણ એવા કોઇપણ દાક્તર કે દેશી વૈદ્યો નહીં હોય કે જેઓ આ બાબતમાં થોડું ઘણું માનતા નહીં હોય. બીજું ક્ષયરોગ ચેપી છે અને તેનો ચેપ લાગવાથી બીજા તંદુરસ્ત મનુષ્યોને પણ ક્ષયરોગ લાગુ પડી આવે છે તે વાત કાંઇ હાલના યુરોપીયન વિદ્વાનોએ શોધી કાઢી છે એમ નથી, કારણકે આપણા આર્ય વૈદકશાસ્ત્રમાં પણ ક્ષયરોગને એક ચેપીરોગ ગણવામાં આવ્યો છે અને તે ચરકસંહિતામાં આ પ્રમાણે છેઃ—

**प्रसंगात् गात्रसंस्पर्शात् निश्वासात् सहभोजनात्**
**सहशय्या सनाश्चापि वस्त्र माल्यानुलेपनान्**
**कुष्टंज्वरश्चशोषश्च नेत्राभिष्पंद एव च**
**औपसर्गीकरोगाश्च संक्रामन्ति नरान्नरम्**

**ભાવાર્થ**—પ્રસંગ રાખવાથી, શરીરનો સ્પર્શ કરવાથી, નિશ્વાસ લેવાથી, સાથે જમવાથી, એકજ શય્યા તથા આસન પર સુવા બેસવાથી, એક બીજાના લુગડાં વાપરવાથી, બીજાને અડકેલું ચંદન લગા-

કરવાથી તથા એકવાર ધારણ કરેલાં ફુલ વીગેરે ધારણ કરવાથી, કોઢ, દરેક જાતના જ્વર, ક્ષયરોગ, તથા આંખના રોગ, ઔપસર્ગીક એટલે ચેપી હોઇ એક દરદી મનુષ્ય તરફથી બીજા મનુષ્યને લાગી આવે છે.

ઉપર જે પ્રમાણે દેશી વૈદકમાં ક્ષયરોગને પ્રાચીન કાળથી એક ચેપી રોગ તરીકે માનવામાં આવે છે તેવીજ રીતે અંગ્રેજી વૈદકમાં પણ ક્ષયરોગને ઘણાં જુના કાળથી ચેપી માનવામાં આવે છે. એરીસટોટલ, હીપોક્રેટીસ અને ગૅલન વિગેરે મહાન પ્રાચિન વિદ્વાનો પણ ક્ષયરોગને ચેપી માનતા હતા. વેરોનાનો પ્રસિદ્ધ દાકતર. જી. ફ્રેકેસટોરો કે જે ઈ. સ. ૧૪૮૩ થી ૧૫૫૩ સુધીમાં થઇ ગયો છે તે પણ ક્ષયરોગને ખાસ ચેપી રોગ માનીને તેનાથી પુરતી કાળજી રાખવાને ભલામણ કરતો રહ્યો હતો. પેડુઆનો પ્રસિદ્ધ દાકતર અને પહેલ વહેલો એનેટોમીસ્ટ દાક્તર. જે. બી. મોરગેગ્ની કે જેને તે વખતના દાક્તરોએ Prince of anatomists ઉપનામ આપ્યું છે તે પણ ક્ષયરોગને ચેપી માનતો હતો અને બનતાં સુધી ક્ષયરોગથી પીડાઈને મરી ગયેલાં મુડદાંની વાઢકાપ કરતો નહોતો.

ત્યારબાદ તે વખતના ઘણાખરા વિદ્વાન દાક્તરો ક્ષયરોગને ચેપી માનવા લાગ્યા હતા અને તે પરથી નેપલ્સના રાજા ચોથા ફર્ડીનાન્ડે ઇ. સ. ૧૭૮૨ માં વિદ્વાન પ્રોફેસર બોકાર્ડની સૂચના અને દેખરેખ નીચે ક્ષયરોગના અટકાવ માટે કેટલાક સખ્ત કાયદા કાનુનો કર્યા હતા અને જનસમાજને તે બરોબર અમલમાં મુકવા માટે જાહેર ઢંઢેરાથી ખબર આપવામાં આવી હતી. તે વખતે જે ઢંઢેરો બહાર પાડવામાં આવ્યો હતો તેમાં ક્ષયરોગના અટકાવ માટે કેટલીક ઉપયોગી સૂચનાઓ બહાર પાડી હતી. એટલુજ નહીં પણ તેમાં જે કોઇ મનુષ્ય જાણી જોઇને ગફલતી કરે તો તેને નીચે મુજબ સજા થશે એવું જાહેર ફરમાન કાઢયું હતું:—" જે કોઈ સાધારણ માણસ જાણીજોઇને આ બાબતમાં ગફલત કરશે તો તેને ત્રણ વર્ષની કેદની સજા કરવામાં આવશે. જો કોઈ ગૃહસ્થ અગર પૈસાદાર માણસ ગફલત કરશે તો તેને ત્રણ

વર્ષની કેદ ઉપરાંત ત્રણસો ટયુકેટનો દંડ થશે. જો કોઇ દાક્તર ક્ષયરોગનાં દરદીની રાજ્યમાં ખબર નહીં આપે તો તેને પહેલા ગુન્હા માટે ત્રણસો ટયુકેટનો દંડ થશે અને બીજા ગુન્હાને માટે દશ વર્ષ સુધી દેશનીકાલ કરવામાં આવશે. જો કોઇ માણસ ક્ષયરોગના દરદીને છુપાવવાના કામમાં મદદ કરશે તો તેને ૭ માસની કેદની સજા થશે. જો કોઈ પાદરી અગર ધર્મગુરૂ આ ગુન્હો કરશે અગર તો આ ગુનો અટકાવવાના કામમાં મદદ નહીં કરશે તો તેને દશ વર્ષની દેશનીકાલની સજા કરવામાં આવશે."

આ પ્રમાણે જાહેર ઢંઢેરો પીટાવીને નેપલ્સ શહેરની ગલીએ-ગલીમાં જનસમાજને ચેતવણી આપવામાં આવી હતી.

ત્યારબાદ ઇ. સ. ૧૭૮૪ માં પેરીસનો એક પ્રસિદ્ધ દાક્તર કેજે ક્ષયરોગને ખાસ ચેપી માનતો હતો તેણે નીચે પ્રમાણે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો છેઃ—

Pulmonary consumption is contagious, it is communicated to healthy persons by septic matter from the pulmonary exhalations of the patients This matter enters the body and internal organs of healthy persons by respiration of the air surrounding the patient. It usually settles in the lungs, where it causes irreparable injury, and sows the seeds of the terrible symptoms of an often fatal illness,

**ભાવાર્થ**=ક્ષયરોગ ચેપી છે અને ક્ષયરોગી દરદીના કફ, થુંક તથા ફેફસાં માંહેલા બીજા પદાર્થોથી તંદુરસ્ત મનુષ્યને લાગુ પડી આવે છે. ક્ષયરોગીની આસપાસની હવા તંદુરસ્ત મનુષ્યના શ્વાસોશ્વાસમાં જવાથી આ પદાથ તંદુરસ્ત મનુષ્યના શરીરની અંદર દાખલ થવા પામે છે. અને તે દાખલ થયા પછી મોટા ભાગે ફેફસાંમાં જમાવ કરી ક્ષયરોગ જેવા પ્રાણઘાતક વ્યાધિના બીજ રોપે છે.

દાક્તર રોલીન ક્ષયરોગ ચેપી છે એમ કહીને બેસી રહ્યો નથી પણ તેના અટકાવ માટે નીચેના પગલાં લેવા જરૂરનાં છે એમ ભારદઇને જણાવે છે.

As soon as a consumptive is recognised as such, his bed, sheets, tablelinen, knife and fork, everything he habitually uses, should be marked, and no one else should ever use them. As soon as he is dead, his room is dismantled, the walls and partitions should be scraped and plastered, and the floor should be washed, his bed and linen should not be used again; often they should be burnt or sold after being washed several times. If the room had hangings, they should be put out in the open air for a whole year. Generally speaking, nothing should be used without the utmost reluctance that has been ever used by the consumptive, whatever precautions might have been taken.

**ભાવાર્થ**=જેવો કોઇ દરદી ક્ષયરોગથી પીડાતો માલમ પડે કે તરતજ તેની પથારી, તેના ઓઢવા તથા પહેરવાનાં વસ્ત્રો, તેને ખાવા પીવાનાં વાસણો, તથા રૂમાલ વિગેરે જે કાંઈ ચીજ ક્ષયરોગી વાપરતો હોય તે તમામ ચીજોપર નીશાની કરી મુકવી એટલુંજ નહીં પણ તે ચીજ પૈકી કોઈ પણ ચીજ કોઈ પણ તંદુરસ્ત માણસે વાપરવી નહીં.

જ્યારે ક્ષયરોગી મરી જાય ત્યારે તેનું રહેવાનું મકાન બરોબર સાફસુફ કરવું, તે ઘરની દીવાલપર અસ્તર વીગેરે હોય તે ઉખેડી ફરીથી નવું કરાવી લેવું, તે ઘરની જમીન તથા ભોંયતળીયું બરોબર

ધોઈ નાંખવું, તેના વાપરવાનાં વસ્ત્રો તથા પથારી વિગેરે બનતાં સુધી બાળી દેવાં અગર તો પાંચ સાત વખત ફરી ફરીને ધોવરાવ્યા બાદ વેચી દેવાં, પણ કોઇએ વાપરવાં નહીં. તેમજ આ સાફસુફ કર્યા વિના કોઇ બીચારા ગરીબને આપવાં પણ નહીં. ક્ષયરોગીને રહેવાનાં મકાનના પડદા વિગેરે એક વર્ષ સુધી બહાર તડકે રાખવા. ટુંકામાં કહેવાનું કે ગમે તેટલી કાળજી અને સાફસુફી રાખવામાં આવી હોય તોપણ બનતાં સુધી ક્ષયરોગીએ વાપરેલી કોઇ પણ ચીજ તંદુરસ્ત માણસે વાપરવી નહીં.

આ પ્રમાણે દાકતર રોલીનનું કહેવું હતું અને તે વખતથી જો તેવી કાળજી રાખવામાં આવી હોત તો દર વર્ષે સાઠ હજાર મનુષ્યો એકલા ઈંગ્લાંડમાંજ ક્ષયરોગથી મરી જાય છે અને તે પ્રમાણે આખી દુનીયામાં મળીને લાખો યુવાન મનુષ્યો ક્ષયરોગથી મરી જાય છે તેમ બનત નહીં.

બીજુ એક વિદ્વાન કે જે ઇ. સ. ૧૮૦૬ માં ઇટાલીમાં મુસાફરી કરતો હતો તેણે તે વખતે ઇટાલીમાં ક્ષયરોગના અટકાવ માટે જે પગલાં લેવામાં આવતાં હતાં તેનું વર્ણન નિચે પ્રમાણે આપ્યું છેઃ—

After the death of a consumptive, the most valuable furniture was burned. and even the fire places of the room were destroyed as if they had had the plague.

ત્યાર બાદ ઇ. સ. ૧૮૭૯ માં ડા. ડી મસઍવ કલેએ પૅરીસના વૈદક મંડળ સમક્ષ ક્ષયરોગના ચેપીપણા વિષે એક અસરકારક ભાષણ કર્યું અને પોતાના અનુભવમાં આવેલા એકસો અગીઆર દરદીઓ કે જેને એક બીજાનો ચેપ લાગવાથી ક્ષયરોગ લાગુ પડયો હતો તેનું વીગતવાર વર્ણન કર્યું. તેણે પોતાના ભાષણ દરમ્યાન એક નીચેનો અસરકારક દાખલો આપ્યો છે, કે જે ધ્યાનમાં લીધા જેવો છેઃ—

જે. એ. નામના ક્ષયરોગથી પીડાતા માબાપના જુવાન દીકરાએ એ. એ. નામની ક્ષયરોગના કાંઈપણ ચીન્હ વિનાના માબાપની છોકરી એટલે કે વારસામાં કાંઇ પણ ક્ષયરોગના બીજ વિનાની એક તંદુરસ્ત કન્યા સાથે લગ્ન કર્યું. લગ્ન કર્યા બાદ થોડા વખતમાં જે. એ. ને ક્ષયરોગ લાગુ પડયો અને તે મરી ગયો. તેના ગુજરી જવા બાદ એ. એ. નામની વિધવાએ બીજા તંદુરસ્ત ધણી સાથે લગ્ન કર્યું, પણ દૈવયોગે તેના આગલા ધણીથી લાગેલા ચેપની અસરથી તેણીને ક્ષયરોગ લાગુ પડયો અને તે મરી ગઇ એટલુંજ નહીં પણ તેના નવા ધણીને તેનો ચેપ લાગ્યો તેમજ તેણીના મંદવાડની અંદર સારવાર કરનાર તેણીની એમ. એમ. નામની એક ભત્રીજીને તેનો ચેપ લાગ્યો અને તે પણ થોડા વખતમાં તેના તંદુરસ્ત ધણી જે. બી. ને પોતાનો ચેપ આપીને મરી ગઈ અને ત્યાર બાદ તેણીનો ધણી જે. બી. પણ ક્ષયરોગની અસરથી મરી ગયો.

આ પ્રમાણે એક બીજા તરફથી ક્ષયરોગ લાગુ પડી આવે છે એમ તેણે પોતાના ભાષણ દરમ્યાન સિદ્ધ કરી આપ્યું. દાક્તર ડી મસગ્રેવ કલેનું કહેવું એ છે કે—

Transmission takes place most often from husband to wife or wife to husband and he considers that persons living together are particularly liable to contagion, especially during the night in a room where the ventilation is inadequate.

**ભાવાર્થ**=સામાન્ય રીતે ક્ષયરોગ સ્ત્રી તરફથી પુરૂષને તેમજ પુરૂષ તરફથી સ્ત્રીને ઘણીવાર લાગુ પડી આવતો જોવામાં આવે છે એટલે કે રાત્રીના વખતમાં જે મકાનમાં હવાની પુરી આવજા ન હોય તેવા મકાનમાં રાત્રીના વખતે ભેગા વસવાટથી ક્ષયરોગ લાગુ પડી આવવા વધારે સંભવ છે.

આ પ્રમાણે ઘણા જુના વખતથી તે સત્તરમા સૈકાના અંત સુધીના અનુભવી અને વિદ્વાન દાકતરો ક્ષયરોગને ચેપી ગણીને તેનાથી બચવાની પુરતી કાળજી રાખવાને ઉપદેશ આપતા રહ્યા હતા, પણ ત્યારબાદ લગભગ એક સૈકા દરમ્યાન તે વાત વૈદક મંડળના ધ્યાન બહાર રહી જવા પામી અને દાકતરો તે પર જોઇએ તેવું લક્ષ આપતા નહોતા. એટલુંજ નહીં પણ હાલમાં દાકતર કોકની શોધ થયા પછી તેમજ વિદ્વાન દાકતર વીલેમીન, ક્રૃપીનર અને ઑવોયના અનુભવસિદ્ધ ક્ષયરોગ ચેપી હોવાનો ઉપદેશ હોવા છતાં હાલના દાકતરો જોઈએ તેવું તે બાબતપર લક્ષ આપતા નથી અને જેમ શીળી, સ્કાર્લેટ ફીવર, અને ટાઇફોઇડ ફીવર વિગેરે વ્યાધિઓને ખાસ ચેપી ગણી તેને માટે જેટલી અને જેવી જોઈએ તેવી સાફસુફી વિગેરે તેમજ તેવા દરદીઓને ખાસ અલગ રાખવાની ભલામણ કરતા રહ્યા છે તેનાથી સોમે હીસ્સે પણ ક્ષયરોગ પર લક્ષ આપતા જોવામાં આવતા નથી તે ઘણું દીલગીર થવા જેવું છે.

ઉપર પ્રમાણે યુરોપમાં પ્રાચિન કાળથી તે સત્તરમા સૈકા સુધીના કેટલાક ડાહ્યા અને અનુભવી વિદ્વાનો ક્ષયરોગને ચેપી માની તે માટે પુરતી કાળજી રાખવા ભલામણ કરતા રહ્યા હતા પણ ત્યારબાદ લગભગ એક સૈકા સુધીના દાકતરો તે મતમાં શિથિલ રહેવા પામ્યા હતા અને વ્યાધિ પુરજોસમાં ક્રમે ક્રમે વધવા પામ્યો હતો, પણ દૈવયોગે દાકતર કોકની શોધ થયા પછીના દાકતરો ક્ષયરોગને ચેપી માની તે પર કોઇ કોઇ લક્ષ આપતા રહ્યા છે; જો કે તેઓ શીળી, ટાઈફોઈડ તથા કૉલેરા જેવા વ્યાધિ માટે જેટલી કાળજી અને કોલાહલ મચાવે છે તેટલી કાળજી ક્ષયરોગને માટે બતાવતા જોવામાં આવતા નથી પણ ક્ષયરોગ સાધારણ ચેપી છે એમ માની દરદી તેમજ ઘરના મનુષ્યોને સાધારણ સૂચના આપે છે. પણ તેઓએ જાણવું જોઇએ કે ક્ષયરોગ એ શીળી, ટાઈફોઈડ તથા કૉલેરા કરતાં પણ વધારે ભયંકર છે એટલુંજ નહીં પણ દર વર્ષે તે સમગ્ર વ્યાધિઓ કરતાં

ઘણાં વધારે મનુષ્યોનો ભોગ લે છે, ફેર માત્ર એટલોજ કે શીળી, ટાઈફોઇડ, તથા કોલેરા વિગેરે વ્યાધિઓ તિક્ષ્ણ પ્રકારના હોઈ જનસમાજ તેમજ દાકતરો તેનાથી જલદી ત્રાસ પામે છે. ક્ષયરોગ ઘણો લાંબો વખત ચાલુ રહેવા છતાં જનસમાજ તેમજ દાકતરો દુર્લક્ષ આપતા રહે છે, પણ તેઓએ સમજવું જોઇએ કે શીળી વિગેરે વ્યાધિઓમાંથી તો સેંકડે પચાશ સાઠ ટકા જેટલા બચવા પામે છે જ્યારે ખરેખરા ક્ષયરોગમાંથી તો ઘણાં જુજ મનુષ્યોજ બચવા પામે છે. એટલે ટુંકામાં કહેવાનું જે ક્ષયરોગ તે વ્યાધિઓથી પણ વધારે ભયંકર હોઇ તેના માટે વધારે કાળજી રાખવાની જરૂર છે તેમજ જનસમાજને બરોબર ચેતીને ચાલવાની સમજણ આપવાની પૂરી જરૂર છે.

વિદ્વાન દાકતર કોકની શોધખોળ પછી યુરોપના સઘળા દેશોના વિદ્વાનો અને દાકતરો ક્ષયરોગને ચેપી માને છે અને તેના માટે યોગ્ય ચેતવણી આપવાની કાળજી રાખે છે અને ગણ્યા ગાંઠકા જે દાકતરો આ સિદ્ધાંતમાં શંકાશિલ છે તેઓ પણ ક્ષયરોગને માટે અમુક અમુક પ્રકારની ચેતવણી રાખવાને ભલામણ કરે છે.

બીજું યુરોપીયન વૈદક મંડળમાં તો ક્ષયરોગને ચેપી માનવામાં આવે છે અને હાલના ઘણાખરા દાક્તરો તે વાતને માને છે અને તેને માટે યોગ્ય સાવચેતી રાખવાની ભલામણ કરે છે, પણ ગણ્યા ગાંઠયા જે દાક્તરો આ વાતમાં શંકાશીલ છે તેઓ પણ ક્ષયરોગને માટે અમુક અમુક પ્રકારની સાવચેતી રાખવા ભલામણ કરતા રહ્યા છે જેમકેઃ—

It is true, Sir Thomas Watson states that he does not believe Phthisis to be contagious; but then he adds nevertheless I should for obvious seasons, dissuade the occupation of the same bed or even of the same sleeping apartment, by two

persons, one of whom was known to labour under Pulmonary consumption.

Though the non-infectious character of Phthises be admitted, it behoves the physician to warn the parient's friends of the dangers incident to long continued attendance, especially if the disease be in an advance stage. It would be the height of imprudence for a healthy person and especially if young, and of a scrofulous diathesis, to sleep in the same bed, or even in the same apartment, with a consumptive patient, for although the malady might not be communicated directly from one to the other...... the surroundings and the air would be calculated to predispose him to the disease. **Dr. Fuller.**

Consumption may be conveyed by long breathing an atmosphere charged and poisoned by the products of ulcerating lung surfaces. When pus or other septic products are formed in parts which are accessible to the atmosphere, Phthisis like so many other affections in which purulent foci happen, becomes indirectly a cause of septic infection. **Boulmand.**

**ભાવાર્થ**—ઉપરના બધા વાક્યોનો ભાવાર્થ એ છે જે જો કે ક્ષયરોગને ચેપી માનવામાં ન આવે તો પણ ક્ષયરોગીની સાથે વધારે સહવાસ રાખવો તો નહીં જોઇએ. તેમ જ તેની પથારીમાં સુવું નહીં, એટલું જ નહીં પણ બનતાં સુધી તો તે ઓરડામાં પણ સુવું નહીં

જોઇએ, તેમ જ ક્ષયરોગીએ વાપરેલાં ઠામ વાસણો વિગેરે પણ બીજા તંદુરસ્ત મનુષ્યોએ બરોબર સાફ કર્યા વિના વાપરવાં નહીં જોઇએ, કારણકે ક્ષયરોગ કદાચ સીધી રીતે ચેપી નહીં હોય તોપણ જ્યારે ક્ષયરોગ વધારે જોસમાં હોય અને ફેફસામાંથી પરૂ જેવું કફ પુષ્કળ પ્રમાણમાં પડતું હોય ત્યારે તેની આસપાસની હવા જંતુમય બનવાનો વધારે સંભવ છે અને તેવી હવા લાંબો વખત શ્વાસમાં લેવાથી ચોક્સ રીતે કાંઈ ખરાબ અસર થાય છે.

ક્ષયરોગના ચેપીપણા વિષે ગમે તેટલો મતભેદ હોય છતાં પણ ક્ષયરોગ ચેપી છે તેના કેટલાક પ્રત્યક્ષ પુરાવા છે. પુરૂષ અને સ્ત્રી કે જેઓ વધારે સહવાસમાં આવવાનો સંભવ છે તે પૈકી એકને ક્ષયરોગ લાગુ થયેલો હોય તો તે પૈકી બંન્નેજણા અનુક્રમે તે જ વ્યાધિથી મરતાં આપણે ઘણીવાર જોયાં છે અને સાંભળ્યાં છે, તેમ જ એક જ ઘરમાં રહેનારાં મનુષ્યોમાંથી એક પછી એક એમ કેટલાંક મનુષ્યોને તે જ વ્યાધિથી આપણે મરતાં જોયાં છે તેમ જ સાંભળ્યાં છે. કેટલીક વાર એકાદ મકાન કે જે હવા પ્રકાશ માટે વખણાતું હોય છે પણ કમનસીબે જો તેમાં એકાદ ક્ષયરોગનો દરદીં લાંબો વખત મંદવાડ ભોગવી ગયો હોય અને ત્યાર બાદ જો તે મકાન બરોબર સાફસુફ કરવામાં ન આવ્યું હોય તો તેમાં રહેવા આવનાર બીજા મનુષ્યો પૈકી અનેકને અનુક્રમે ક્ષયરોગ લાગુ પડી આવતો જોવામાં આવ્યો છે અને સાંભળ્યો છે અને તે મકાન વહેમ વાળું થઈ ગયેલું ઘણીવાર સાંભળ્યું છે.



# ક્ષયરોગના ચેપનું મૂળ.

## Source or origin of tuberculous infection.

ક્ષયરોગ એ બેસીલસ ટયુબરકયુલસ્ નામના સુક્ષ્મ જંતુઓથી થવા પામે છે તે સિદ્ધ થયા પછી તે જંતુઓનું મુળ ક્યાં છે તે જાણવાની ખાસ જરૂર છે. વિદ્વાનોની શોધખોળના પરિણામે એ સિદ્ધ થયું છે કે તે જંતુઓનું મૂળ ક્ષયરોગથી પીડાતા દરદીઓના થુંક અગર ગળફામાં છે, અને તેમાંથી ધુળ અગર બારીક રજકણો રૂપે અગરતો બીજી કોઈ રીતે તે જંતુરૂપી ચેપ ઓછા વધતા પ્રમાણમાં તંદુરસ્ત મનુષ્યોનાં ફેફસામાં દાખલ થવા પામે છે અને ત્યારબાદ અનુકુળ સંજોગોના અભાવે થોડો ઘણો વખત શાંત પડી રહ્યા બાદ અનુકુળ સંજોગો મળતાં તેઓ લાખોની સંખ્યામાં વૃદ્ધિ પામે છે અને ત્યાર બાદ ફેફસાંમાં જે જગાએ તેઓ જમાવ કરી પડયા હોય ત્યાં આગળ પાક અગર સડો પેદા કરી ગળફા અથવા થુંકની સાથે લાખોની સંખ્યામાં બહાર આવે છે.

સામાન્ય રીતે વિદ્વાનોની શોધ પ્રમાણે ક્ષયરોગીના એક વખતના ગળફા અગર થુંકમાં આવા રોગજંતુઓ ઘણી મોટી સંખ્યામાં હોય છે, તો પછી ખરેખરો ક્ષયરોગી કે જેને આખા દિવસમાં અનેક વખત ખાંસી આવીને પુષ્કળ પ્રમાણમાં કફ છુટતો હોય તેના થુંક અગર ગળફામાં કેટલા બધા રોગજંતુઓ હોવા જોઇએ તેનો આપણને સહજમાં ખ્યાલ આવશે. અને તેને માટે એક વિદ્વાને ગણત્રી કાઢી છે કે એક ક્ષયરોગીના ફેફસાંમાંથી આખા દિવસમાં લગભગ ૧,૨૦૦,૦૦૦,૦૦૦. એક અબજને વીસ કરોડ જેટલા જંતુઓ નીકળે છે કે જે આંકડો વાંચીને આપણને અજાયબી થયા વિના રહેશે નહીં.

ઉપર કહ્યા પ્રમાણે એક ક્ષયરોગથી પીડાતા દરદીના થુંક કફ મારફતે લાખો અને કરોડોની સંખ્યામાં આવા જંતુઓ બહાર પડતા હોવાથી તેમ જ તે સાથે તે ચેપી હોવાથી તેની કેટલી બધી કાળજી

રાખવી જોઇએ તે આપણને સહેજમાં જણાશે, પણ દીલગીરીની વાત એ છે કે લોકો અજ્ઞાનતાને લીધે આ બાબતમાં બહુ જ બેદરકાર રહેતા જોવામાં આવે છે એટલે કે આવા દરદીના થુંક અગર કફને એક યોગ્ય પાત્રમાં ભેગો કરી તેનો તરત જ નાશ નહીં કરતાં ગમે તે ઠેકાણે ઘરના ખુંણાં ખાંચામાં અગર ઘર આગળના ફળીયામાં અગરતો જાહેર રસ્તાપર ફેંકી દેતા જોવામાં આવે છે. તે સિવાય અજ્ઞાનતાને લીધે ખુદ દરદી પોતે પણ પથારીમાં સુતો સુતો પોતાનું થુંક અગર કફ ઘરમાં ગમે તે ઠેકાણે અગર ગમે તે ચીજ પર ફેંકી દે છે અને તેથી ઘરની દીવાલ, જમીન, દાદર, તેમ જ ઘરના વાસણ કુસણ અને રાચરચીલાંપર, તેને વાપરવાનાં વાસણો અગર તો પહેરવાનાં કપડાં તથા પથારીપર તેવા જંતુઓ અસંખ્ય પ્રમાણમાં હોવાનો સંભવ રહે છે.

ઉપર પ્રમાણે સ્થિતિ હોવાથી ક્ષયરોગના જંતુઓની હયાતી માત્ર ક્ષયરોગીના મકાનની અંદર અગર આસપાસ હોવાનો સંભવ છે એટલું જ નહીં પણ શરૂઆતના દરદીઓ હાલતા ચાલતા હોવાથી તેમ જ બહાર જતા આવતા હોવાથી દરેક જાહેર મકાનો જેવાં કે નાટકશાળાઓ, લાઇબ્રેરીઓ, દેવાલયો, દવાખાનાંઓ, ટ્રામગાડીઓ, રેલવેગાડીઓ તથા ભાડુતી ગાડીઓ વિગેરે તેમ જ જાહેર રસ્તાઓ ઉપર પણ આવાં જંતુઓ લાખો અને કરોડોની સંખ્યામાં હાજર હોવાનો સંભવ છે, કારણ કે લોકો બેદરકારીથી ગમે તે ઠેકાણે થુંકતાં અગર ગળફા ફેંકતા જોવામાં આવે છે.

ઉપરની સર્વ હકીકતો પરથી આપણે જાણી શકીયે છીએ કે દરેક જાહેર સ્થળો અને ખાસ કરીને ક્ષયરોગીને રહેવાનાં મકાનો આવા જંતુઓથી ભરપુર હોવાનો સંભવ છે અને તેથી આપણે બધા અને ખાસ કરીને ક્ષયરોગીની સારવાર કરનારાઓ આવા જંતુઓના ત્રાસમાં અહરનીસ હોવાનો સંભવ છે, પણ પ્રભુ દયાળુ છે અને કુદરતની બલિહારી છે કે આ જંતુઓ સુર્યના તાપથી તેમ જ ગર-

મીથી થોડા વખતમાં નાશ પામે છે અને તેથી જો તે જંતુઓ જાહે રસ્તાપર સુર્યનો તાપ આવે તે ઠેકાણે પડયાં હોય તો તેનો તરત નાશ થઈ જાય છે તેમ જ જો તેનો કૃત્રિમ ગરમીથી અગરતો કેટ લીક જંતુનાશક દવાઓથી નાશ કરવામાં આવે તો પણ તેઓ ના પામે છે અને તેથી જ સાધારણ સાવચેતીથી આપણે બધા અ ક્ષયરોગીની સારવાર કરનારાઓને આ વ્યાધિ એકદમ લાગુ પડતે નથી અને જો જંતુઓ ઉપર પ્રમાણે નાશ પામતાં ન હોય તે આપણામાંના ઘણાં તેમ જ સારવાર કરનારાં માણસો આ વ્યાધિન ભોગ થઈ પડયા વિના રહેત નહીં.

વળી કુદરતની બીજી એક ખુબી એ છે જે આવા જંતુએ ઉડીને આપણાં શરીરમાં પ્રદેશ કરી શકતાં નથી એટલે કે દરદીન શ્વાસોશ્વાસમાંથી તંદુરસ્ત મનુષ્યના શરીરમાં ઉડીને દાખલ થઈ શક્ત નથી તેમ જ દરદીના થુંક અગર ગળફા જ્યાં સુધી ભીનાશયુક્ હોય ત્યાં સુધી તેમાંથી ઉડીને પણ સીધા તંદુરસ્ત મનુષ્યના શરીરમ દાખલ થઈ શક્તા નથી અગરતો દરદીના શરીરના તેમ જ તેના થું અગર ગળફાને જો સાફસુફ રાખવાની કાળજી રાખવામાં આવે તે સ્પર્ષ માત્રથી જ પણ તે શરીરમાં દાખલ થઈ શક્તા નથી અને જે તે પ્રમાણ થતું હોત તો ક્ષયરોગીની સારવાર કરનાર દરેક મનુષ્ય આ વ્યાધિનો ભોગ થઇ પડયો હોત.

ઉપર કહ્યા પ્રમાણે જ્યારે આ રોગજંતુઓ દરદીના થુંક અગર કફમાંથી ઉડીને તેમ જ દરદીના શ્વાસોશ્વાસમાંથી ઉડીને તેમ જ સ્પર્શ માત્રથી જ વળગી પડીને તંદુરત મનુષ્યના શરીરમાં દાખલ થઈ શક્તા નથી તો પછી ક્ષયરોગનો ચેપ કેવા રૂપમાં મુખ્યત્વે કરીને તંદુરસ્ત મનુષ્યના શરીરમાં દાખલ થવા પામે છે તે જાણવાની ખાસ જરૂર છે. અને તે પરથી વિદ્વાનોએ ખાત્રીપૂર્વક શોધ અને અખતરાઓ કરીને એવો નિર્ણય કર્યો છે કે આ જંતુરૂપી ચેપ ધુળ અગર બારીક રજકણો રૂપે મનુષ્યોના શ્વાસોશ્વાસ વાટે મનુષ્યના શરીરમ

મુખ્યત્વે કરીને દાખલ થવા પામે છે. સામાન્ય રીતે જે ગળફા અગર થુંકનો સુર્યના તાપથી નાશ થવા પામ્યો હોય અગરતો કૃત્રિમ ગરમીથી તેમ જ જંતુનાશક દવાથી નાશ કરવામાં આવ્યો હોય તે તો કાંઈ અડચણ કરી શક્તા નથી પણ બેદરકારીથી જે થુંક અગર ગળફા ઘરમાં ખુણેખાંચરે અગર ઘરની જમીન, દીવાલ તથા વાસણ-કુસણ તથા કપડાં અને પથારી પર પડી રહેવા પામ્યાં હોય અગર જાહેર મકાનોમાં છાંયા વાળી જગામાં પડી રહેવા પામ્યાં હોય તે થોડે કાળે સુકાઇ જવા પામી ધુળ રૂપ બની જવા પામે છે અને પછી તે ધુળ કે જેમાં આ જંતુઓ પુષ્કળ પ્રમાણમાં સજીવન રૂપમાં રહેવા પામ્યાં હોય છે તે ધુળનાં બારીક રજકણો તંદુરસ્ત મનુષ્યોના ફેફસાંમાં શ્વાસોશ્વાસ વાટે જવાનો સંભવ હોવાથી તે પ્રમાણે તે તંદુરસ્ત મનુષ્યના ફેફસાંમાં દાખલ થવા પામી અનુકુળ સંજોગો મળતાં ક્ષયરોગને જન્મ આપે છે. એટલે ટુંકામાં કહેવાનું કે ધુળ એ ક્ષયરોગના જંતુરૂપી ચેપનું મુખ્ય સ્થાન છે, માટે અમારે ખાસ ભાર દઇને કહેવાનું કે દરેક માણસે પોતાના શ્વાસોશ્વાસમાં ધુળ દાખલ થલા ન પામે તેની પુરતી કાળજી રાખવી અને વળી ક્ષયરોગીના મકાનની ધુળ અગર રજકણો જરા પણ દાખલ થવા ન પામે તેની પુરતી કાળજી રાખી તેમાં પણ જ્યારે મનુષ્યની તબીયત નબળી હોય તેમ જ તેને શરદી, ખાંસી, અને સસણી જેવા વ્યાધિઓ લાગુ થયેલા હોય તેણે તો ખાસ કરીને કાળજી રાખવી જોઇએ.

ક્ષયરોગીના ગળફા તથા થુંક સિવાય ક્ષયરોગના જંતુજન્ય ચેપનું બીજું મુખ્ય સ્થાન ક્ષયરોગથી પીડાતી ગાયોનું દુધ તથા માખણ વિગેરેમાં હોવાનો સંભવ છે એટલે કે તેવું દુધ તેમ જ માંખણ લાંબો વખત વાપરવાથી મનુષ્યોને ક્ષયરોગ લાગુ પડી આવે છે એવો ઘણા દાક્તરોનો મત છે. જોકે ઉપર પ્રમાણે ક્ષયરોગથી પીડાતી ગાયોના દુધ તથા માંખણમાં તેવા રોગોત્પાદક જંતુઓ હશે અને તે નુકશાન પણ કર્તા હશે તો પણ તે સિદ્ધાંતમાં કેટલોક મતભેદ છે. ખુદ ક્ષય-

રોગના જંતુઓની શોધ કરનાર પ્રસિદ્ધ દાક્તર કોકનો એવો અભિપ્રાય છે કે ક્ષયરોગથી પીડાતી ગાયોના દુધમાં તેવા જંતુઓ હોવાનો સંભવ છે પણ તે જંતુઓ કોઇપણ રીતે મનુષ્યોના શરીરમાં દાખલ થવા પામીને ક્ષયરોગ ઉત્પન્ન કરી શક્તા નથી. પ્રસિદ્ધ દાક્તર કોક પછીના કેટલાક વિદ્વાનોનું માનવું એ છે કે જે ગાયોને આંચળનો ટયુબરકયુલોસીસ રોગ Tuberculosis of udder લાગુ થયો હોય તે ગાયોના દુધમાં માત્ર ક્ષયરોગના જંતુઓ હોવાનો સંભવ છે અને તેવી ગાયોના દુધથી ક્ષયરોગ પેદા થવાનો સંભવ છે. તે સિવાય કેટલાક દાક્તરોનો એવો અભિપ્રાય છે કે ગાયોને ગમે તે જાતનો ટયુબરકયુલોસીસ નામનો રોગ લાગુ થયો હોય એટલે પછી તે આંચળનો હોય કે બીજા કોઇ પણ અંગનો હોય તો પણ માત્ર ટયુબરકયુઓસીસ નામનો રોગ લાગુ થયો હોય તો તેવી દરેક ગાયોના દુધમાં જંતુઓ હોવાનો સંભવ છે અને તેથી ક્ષયરોગ લાગુ થવાનો પણ સંભવ છે કારણ કે તેમનું કહેવું એ છે કે શરૂઆતમાં ગમે તે જાતનો ટયુબરકયુલોસીસ થયો હોય તો પણ આખરે તેમાંથી આંચળનો ક્ષયરોગ થયા વિના રહેતો નથી અને પરીણામે તેવી ગાયોનું દુધ રોગોત્પાદક જંતુઓથી મુક્ત હોવાનો સંભવ નથી. એટલે તેના કહેવાની મતલબ એ છે કે જે ગાયોને ગમેતે જાતનો ટયુબરકયુલોસીસ નામનો રોગ લાગુ થયો હોય તેવી કોઇપણ ગાયોનું દુધ બિલકુલ વાપરવું નહીં કારણ કે તેમાં રોગજંતુઓ હોવાનો સંભવ છે.

ઉપર કહ્યા પ્રમાણે દુધ વિષે ભિન્ન ભિન્ન મતો છે એટલે આપણે કદાચ એક નિશ્ચયપર આવી શકીયે નહીં પણ દુધને ગળીને તેમ જ તેને સાધારણ ઉકાળવાથી તે જંતુરહિત થઇ જાય છે તે સર્વમાન્ય સિદ્ધાંતને માન આપી શકીયે. કારણ કે દુધ એ દરેક તંદુરસ્ત માણસનું પરમજીવન છે અને બાળકોનો તો તે એક ખાસ ખોરાક છે એટલું જ નહીં પણ ક્ષયરોગ જેવા દરદીઓનું તો તે એક મુખ્ય ખોરાક અને પરમ ઔષધ છે એટલે કે તે વીના આપણે ચાલે તેમ

નથી અને તે ઉકાળવાથી નિર્ભય થઈ જાય છે એ સર્વમાન્ય સિદ્ધાંત છે એટલે દુધ બરોબર ગાળીને તેમ જ તેને બરોબર ગરમ કરીને વાપરવાથી અડચણ નથી એમ બીજા વિદ્વાનોનો તેમ જ અમારો પણ મત છે.

દુધને ગાળીને ઉકાળવાથી તે નિર્ભય થઈ જાય છે. જો કે તેમ કરવાથી તે કદાચ બેસ્વાદ થઈ જતું હશે અગર તેમાં કદાચ કેટલાક ઉપયોગી તત્વોનું ન્યુનાધિકપણું થતું હશે તો પણ તે રોગ-જંતુરહિત થઈ જાય છે તે વાત ચોક્કસ છે, છતાં મોટી દીલગીરીની વાત એ છે જે કેટલાક અણસમજુ અને નિર્દય દાક્તરો તેવું શકપડતું દુધ વાપરવું નહીં એટલું કહીને અટકતા નથી પણ તેવી ગાયોની હયાતી જ નુકશાનકારક છે એમ સત્તાવાળાઓને ઠસાવી ગાય જેવા ઉપયોગી પરમપુજ્ય અને પાણી માત્રના આધારભૂત જીવની કતલ કરવાની ભલામણ કરી રહ્યા છે અને વારંવાર કર્યે જાય છે તે ઘણું જ અફસોસ કરવા જેવું છે. તેવી ભલામણ કરનારા દાક્તરોના મનમાં એવું ભૂત પેસી ગયું છે કે તેવી ગાયોના દુધથી ખાસ કરીને ક્ષયરોગ લાગુ પડી આવે છે અને બચ્ચાંઓને જે સ્ક્રોફ્યુલા વિગેરે વ્યાધિઓ લાગુ પડી આવે છે અને જુવાન થતાં જેમને ક્ષયરોગ લાગુ પડી આવે છે તે કેટલેક અંશે તેવા દુધને આભારી છે. ટુંકામાં તેઓનો મત એ છે કે લાંબો વખત તેવું દુધ વાપરવાથી વહેલા મહોડો એક નહીંતો બીજી જાતનો ટયુબરક્યુલોસીસ નામનો રોગ લાગુ પડી આવે છે, પણ આ તેમની માન્યતા કેટલેક અંશે ભુલભરેલી છે. કારણકે તંદુરસ્ત ગાયનું દુધ ગાળીને તેમ જ ઉકાળીને વાપરવાથી કોઈ જાતની ધાસ્તિ નથી એમ સર્વમાન્ય સિદ્ધાંત છે.

દુધ વિષે ઉપર પ્રમાણે જુદા જુદા મતો હોવાથી અમો એમ નથી કહેતા કે ગમે તેવી રોગી ગાયોનું પણ દુધ વાપરવાથી કોઈ પણ જાતની અડચણ નથી. ખાસ કરીને પ્રત્યક્ષ દેખાઇ આવતા ક્ષયરોગથી પીડાતી ગાયોનું તેમજ બીમાર ગાયોનું દુધ વાપરવાથી

નુકશાન તો છે, પણ પ્રત્યક્ષ દેખાઈ આવતા ક્ષયરોગ વિનાની દરેક-શક પડતી ગાયોના દુધથી નુકસાન છે એમ અમો માનતા નથી, કારણકે ગાળીને તેમજ ઉકાળવાથી દુધ જંતુરહિત થઈ જાય છે અને તેવું દુધ વાપરવાને અડચણ નથી એમ અમારો મત છે અને તે સાથે એટલી તો ખાસ કરીને ભલામણ કરવાની છે કે દરેક ગાયનું દુધ ખાસ કરીને બરોબર ગાળીને તેમજ ગરમ કરીને વાપરવું એ સલા-મતી ભરેલું છે.

દુધ સિવાય ક્ષયરોગના રોગજંતુઓનું બીજુ મૂળ ક્ષયરોગથી પીડાતા ઢોરોનું માંસ છે, એટલે કે ક્ષયરોગથી પીડાતા ઢોરોનાં માંસમાં ક્ષયરોગના જંતુઓ હોવાનો સંભવ છે એમ દાકતરોનું માનવું છે. જો કે માંસને રાંધવાથી તે કેટલેક અંશે જંતુરહિત થઈ જાય છે તોપણ કેટલાકના મતે તે રંધાવા છતાં પણ તેમાં કેટલાક જંતુઓ રહી જવા સંભવ છે, માટે શકપડતું માંસ બિલકુલ વાપરવું નહીં એમ માંસા-હારીઓને અમારી ભલામણ છે. યુરોપ અને અમેરિકા વિગેરે દેશોમાં સરકાર માંસ ચોખ્ખું અને જંતુરહિત હોવાની સ્થિતિમાં વેચી શકાય તેવી અનેક ગોઠવણો કરે છે તે છતાં પણ જંતુવાળું માંસ માંસા-હારીઓને મળવા સંભવ છે, માટે તે બાબતની પુરતી કાળજી રાખવી.

## ક્ષયરોગ શરીરમાં દાખલ થવાના મૂખ્ય માર્ગો.

## Modes and proper channals of tuberculous infection.

ઉપર આપણે ક્ષયરોગના ચેપના મુખ્ય સાધનો કહી ગયા છીએ પણ તે ચેપ શરીરમાં કયા કયા માર્ગે દાખલ થઈ શકે છે તે જાણ-વાની જરૂર છે અને તે નીચે પ્રમાણે છે:—

**ધુળ અથવા બારીક રજકણો રૂપે શ્વાસોશ્વાસ વાટે—** By respiration in the form of dust—ક્ષયરોગનો જંતુ-

રૂપી ચેપ શરીરમાં દાખલ થવાના જોકે મુખ્ય ચાર માર્ગો છે તોપણ તે સર્વેમાં મનુષ્યોના શ્વાસોશ્વાસ વાટે ધુળ અગર બારીક રજકણો રૂપે શરીરમાં દાખલ થવું તે મુખ્ય છે. જોકે ઉપર કહ્યા પ્રમાણે ક્ષયરોગના જંતુઓ શ્વાસોશ્વાસ વાટે મુખ્યત્વે કરીને તંદુરસ્ત મનુષ્યના શરીરમાં દાખલ થાય છે તે પરથી એમ નહીં સમજવું કે તે જંતુઓ ક્ષયરોગથી પીડાતા દરદીના શ્વાસોશ્વાસમાંથી સીધા ઉડીને તંદુરસ્ત મનુષ્યના શરીરમાં દાખલ થાય છે, તેમ જ એમ પણ નહીં સમજવું કે ક્ષયરોગીના થુંક અગર ગળફામાંથી પણ સીધા ઉડીને તંદુરસ્ત મનુષ્યના શરીરમાં દાખલ થઇ શકે છે, પણ આગળ આપણે કહી ગયા છીએ તેમ અનુભવસિદ્ધ એમ જણાયું છે જે ક્ષયરોગીના થુંક અગર ગળફા વિગેરેનો જે ભાગ સુર્યની ગરમી અગર બીજી રીતે નાશ થયા વિનાનો અમૂક અંધારી અગર છાંયાવાળી જગાએ પડી રહેવા પામ્યો હોય તે કેટલેક વખતે ધુળરૂપ થઈ જવા પામે છે અને તે ધુળ હવામાં બારીક રજકણો રૂપે ઉડતી રહી તંદુરસ્ત મનુષ્યના શ્વાસોશ્વાસ વાટે ધુળ રૂપે શરીરમાં દાખલ થવા પામે છે અને ક્ષયરોગને જન્મ આપે છે, એટલે ખાસ કહેવાનું જે ક્ષયરોગીના મકાનની હવા તેમજ ઇસ્પિતાલ વિગેરે જાહેર મકાનોની હવા તેવા જંતુરૂપી ચેપયુક્ત હોવા સંભવ છે તેમજ જાહેર રસ્તાપરની હવા પણ કેટલેક અંશે ચેપયુક્ત હોવા સંભવ છે, માટે દરેક માણસે કોઇપણ જાતની ધુળ અગર બારીક રજકણો પોતાના શ્વાસોશ્વાસ વાટે શરીરમાં દાખલ થવા ન પામે તેની પુરતી કાળજી રાખવી.

**મુખ માર્ગે ખોરાક તથા પાણી વિગેરે પીવાના પદાર્થો સાથે—**By mouth with food of drink–શ્વાસોશ્વાસ સિવાય ક્ષયરોગનો જંતુરૂપી ચેપ શરીરમાં દાખલ થવાનો બીજો મુખ્ય માર્ગ મોઢું છે એટલે ખોરાક તથા પાણી વિગેરે પીવાના પદાર્થો સાથે પણ તે ચેપ શરીરમાં દાખલ થઇ શકે છે, અને તેમાં દુધ એ મુખ્ય દરજ્જો ધરાવે છે.

કુદરતી રીતે હવા માંહેલા રોગજંતુઓ દુધ તરફ સહેલથી આકર્ષાય છે, તેમજ દુધનું ઠામ ખુલ્લુ રહેવા પામવાથી તેમાં ધુળના બારીક રજકણો ઉડીને પડવા પણ સંભવ છે તેમજ દુધ રાખવાનાં ઠામ વાસણો અસ્વચ્છ પાણીથી ધોવાવાનો સંભવ હોવાને લીધે તેમજ તે વાસણો બરોબર સાફસુફ રાખવાની પુરેપુરી કાળજી નહીં રાખવાને લીધે દુધમાં આવા જંતુઓ હોવાનો સંભવ છે. એટલુંજ નહીં પણ ક્ષયરોગથી પીડાતી ગાયોનું ખુદ દુધ પણ આવા જંતુઓયુક્ત હોવાનો સંભવ છે અને તેથી ખાસ કરીને દુધ મારફતે આવા રોગ જંતુઓ તંદુરસ્ત મનુષ્યોના શરીરમાં મુખ માર્ગે દાખલ થવાનો સંભવ છે, માટે ખાસ કરીને કહેવાનું જે દરેક માણસે દુધ વાપરવું તે હમેશાં બરોબર લુગડેથી ગાળીને તેમજ તેને બરોબર ગરમ કરીનેજ વાપરવું. ગાળીને ગરમ કરવાથી તે માંહેના જંતુઓનો નાશ થઈ જઈ દુધ બરોબર વાપરવા લાયક થઈ રહે છે.

આપણાં તેમજ જૈનધર્મના શાસ્ત્રોમાં પાણી તથા દુધને બરોબર વખતો વખત ગાળીને તેમજ ગરમ કરીને વાપરવાનો જે આગ્રહપૂર્વક ઉપદેશ આપ્યો છે તેનો હેતુ પણ આજ છે.

દુધ સિવાય માંસાહારીઓને ક્ષયરોગથી પીડાતા ઢોરના માંસ મારફતે પણ કેટલીકવાર ક્ષયરોગના જંતુઓ શરીરમાં દાખલ થવાનો સંભવ છે માટે તે બાબત તેઓએ પુરતી કાળજી રાખવાની જરૂર છે.

ક્ષયરોગથી પીડાતા દર્દીઓએ વાપરેલાં વાસણ કુસણો, તથા ચમચા વિગેરે તેમજ લુગડાંલતાં તથા પથારી વિગેરે બરોબર સાફસુફ કર્યા વિના વાપરવાથી પણ ક્ષયરોગના રોગજંતુઓ શરીરમાં દાખલ થવાનો સંભવ છે માટે ક્ષયરોગીએ વાપરેલી કોઈ પણ ચીજ વાપરવી નહીં તે ખાસ ધ્યાનમાં રાખવું.

બીજુ માંખીઓ મારફતે પણ ક્ષયરોગના જંતુઓ શરીરમાં દાખલ થઈ શકે છે એટલે કે કુદરતી રીતે માંખીઓ ક્ષયરોગીના થુંક અગર ગળફા ઉપર બેસીને બીજાં તંદુરસ્ત મનુષ્યોના ખોરાક

ઉપર બેસીને તેને દુષિત કરવાનો સંભવ છે માટે બનતાં સુધી ખોરાક જેવી ચીજો પર માંખીઓ બેસવા ન પામે તેની કાળજી રાખવી અને ખાસ કરીને ક્ષયરોગીને રહેવાના ઓરડાની અંદર બીજા તંદુરસ્ત મનુષ્યોએ ખાવા પીવાનું રાખતાં વિચાર રાખવો.

ક્ષયરોગીની સાથે મોઢા સામું મોઢું રાખીને વાતચીત કરતા પણ વિચાર રાખવો કારણકે ક્ષયરોગીને વારંવાર ખાંસી આવતી હોય છે અને તે વખતે ઝીણી ઝીણી થુંકની રજકણો ઉડતી હોવાનો સંભવ છે અને થુંકની રજકણો મોઢા સામું મોઢું રાખીને વાત કરવાથી તંદુરસ્ત મનુષ્યના મોઢામાં જવાનો સંભવ છે, માટે તે વાતનો ખ્યાલ રાખવો. ક્ષયરોગીની સાથે વાત કરવી તે મોઢું જરા દુર રાખીને કરવી.

આપણા જૈન સાધુઓ જે મુમતી રાખીને બોલે ચાલે છે તે કેટલેક અંશે સારૂં છે. જોકે તેનો મુળ હેતુ ધર્મને લગતો છે. પણ તેથી આ સિદ્ધાંત પણ સચવાય છે, કારણકે ઘણાખરા મનુષ્યોના મોઢાં અનેક જાતના જંતુઓયુક્ત ગંધાતાં હોય છે માટે તે બાબતનો પણ સમજુ મનુષ્યોએ ખ્યાલ રાખવો.

**કોઈ પણ જાતના ઘા અગર ક્ષતથી ચામડી મારફતે—** By occulation through skin—શ્વાસોશ્વાસ તેમજ મુખમાર્ગ સિવાય ક્ષયરોગનો જંતુરૂપી ચેપ લાગવાનો ત્રીજો માર્ગ ચામડી છે એટલે કે ચામડી પર કોઇ પણ જાતનો ઘા પડયો હોય અગર ક્ષત થયું હોય તે પર જો જંતુજન્ય ધુળ અગર ક્ષયરોગીના શરીરમાંથી કોઈ પણ જાતનો જંતુજન્ય પદાર્થ તે પર લાગી આવે અને તેનું ચામડી વાટે લોહીમાં શોષણ થવા પામે તો પણ તેમાંથી તે જગાનો સ્થાનિક અને તેના પરિણામે ફેફસાંનો ક્ષયરોગ પણ લાગુ પડી આવવા સંભવ છે અને તે પ્રમાણે કેટલાક દાક્તરોએ પ્રયોગો કરીને સિદ્ધ કર્યું છે એટલે કે જાનવરોના શરીરમાં તે જંતુઓ ચામડી વાટે દાખલ કરવાથી તેઓને ક્ષયરોગ લાગુ પડી આવતો તેઓએ જોયો છે તેમજ કેટલાક દાક્તરોને ક્ષયરોગી પર વાઢ કાપ કરતાં પોતાના

હાથપર કાંઈ ઘા પડવાથી તે માર્ગે ક્ષયનો ચેપ તેમના લોહીમાં દાખલ થવા પામી તેમને ક્ષયરોગ લાગુ પડયાના અનેક દાખલાઓ નોંધાયા છે.

**જન્મથીજ વારસામાં ચેપનું મળવું**—Congenital infection or infection of the ovum–ક્ષયરોગનો જંતુજન્ય ચેપ જન્મથીજ ગર્ભાધાનની સાથે કેટલીકવાર નવા ગર્ભને પ્રાપ્ત થાય છે એ સિદ્ધાંતને જોકે કેટલાક વિદ્વાનો માન્ય રાખતા નથી તોપણ કેટલાક મોટા મોટા અને અનુભવી વિદ્વાનોનો મત એવો છે કે ક્ષયરોગના જંતુઓ ગર્ભાધાન વખતે પુરૂષના વીર્યમાં રહેલાં વીર્ય-જંતુઓની સાથેજ નવા ગર્ભમાં દાખલ થવા પામે છે, એટલે કે જે પુરૂષને ક્ષયરોગ લાગુ થયેલો હોય અને તેમાં પણ જે પુરૂષને વૃષણ અગર જનનેંદ્રિના કોઇપણ ભાગનો ટયુબરકયુલોસીસ નામનો રોગ લાગુ થયો હોય તો ખાસ કરીને તેવા પુરૂષના વીર્યની સાથે ક્ષય-રોગના જંતુઓ નવા બાળકના શરીરમાં ગર્ભાધાનની સાથે દાખલ થવા પામે છે. કારણકે તેવા પુરૂષોના વીર્યમાં તેવા જંતુઓ હોવાનો સંભવ છે. ઉપર પ્રમાણે ગર્ભાધાનની સાથેજ નવા ગર્ભના શરીરમાં રોગજંતુઓ દાખલ થયા બાદ બાળક મોટી ઉમરનો થતાં સુધી અગર અનુકુળ સંજોગો મળતાં સુધી તે કેટલોક વખત ગુપ્ત રહેવા પામે છે અને ત્યાર બાદ બાળક જુવાન વયે પહોચતાં અગર તો અનુકુળ સંજોગો મળતાં તે જંતુઓ વૃદ્ધિ પામી તે બાળકમાં ક્ષય-રોગ પેદા કરે છે.

આ સિદ્ધાંત જોકે એકદમ મગજમાં આવતાં જરા મુશ્કેલી જણાશે તોપણ તે વાતમાં કાંઈ રહસ્ય રહેલું હોય તેમ જણાય છે અને ક્ષયરોગ વારસામાં મળે છે તે સિદ્ધાંતને પુષ્ટી આપે છે.

રાજ્યક્ષ્માના આયુર્વેદમાં કહેલા ખાસ કારણો—

**वेगरोधात् क्षयाच्चैव साहसाद्विषमाशनात्**
**त्रिदोषो जायते यक्ष्मा गदो हेतु चतुष्टयात्** **माधव:**

**अयथाबलमारम्भं वेग सन्धारण क्षयम्**
**यक्ष्मणं कारणं विद्यात् चतुर्थं विषमाशनम्** चरक.

ભાવાર્થ=ઉપરનાં બંન્ને શ્લોકોનો ભાવાર્થ એકજ છે અને તે નીચે પ્રમાણે છે:—

વેગનો અવરોધ કરવાથી એટલે ખાસ કરીને મળમુત્રનો અવરોધ કરવાથી, ક્ષય એટલે ધાતુક્ષયથી, સાહસ કર્મ કરવાથી તથા વિષમાસન એટલે ખાનપાનના અયોગ્ય અને અનિયમિતપણાથી શરીરની અંદર રહેલા વાત, પિત્ત અને કફ અને ત્રણે દોષો કોપાયમાન થઇ ઉપર કહેલા ચાર કારણોને લીધે રાજ્યક્ષ્મા એટલે ક્ષયરોગ મનુષ્યોને લાગુ પડે છે.

પ્રાચિન મહર્ષિઓના મત પ્રમાણે જોકે રાજ્યક્ષ્માના ઉપર કહેલા માત્ર ચાર કારણોજ જણાવ્યાં છે પણ તે ચારે કારણો એટલાં બધાં વિશાળ છે કે તેમાં વ્યાધિમાત્રના સમગ્ર કારણોનો સમાવેશ થઈ જાય છે. ઉપર કહેલા ચારે કારણોનું વિગતવાર વર્ણન ચરકાચાર્યે તેમજ સુશ્રુતાચાર્યે પોતાની સંહિતાઓમાં આપેલું છે અને તે સાધારણ રીતે નીચે પ્રમાણે છે:—

**વેગરોધ અથવા વેગ સંધારણજન્ય કારણ**—શાસ્ત્રકારે પ્રથમ કારણમાં મળમુત્રનો અવરોધ જણાવ્યો છે અને તે બરોબર છે, કારણકે શરીરને લાગુ પડતો એવો એક પણ વ્યાધિ નહીં હોય કે જે મળમુત્રના અવરોધના પરિણામરૂપ થતો નહોય. મળમુત્ર એ શરીરના મુખ્ય મળો છે અને જો તેનો જરા પણ અંશે અવરોધ થવા પામે એટલે કે હાજત થતાં તે હાજત પુરી પાડવામાં ન આવે તેમજ તે મળો નિયમ કરતા વધારે વખત શરીરમાં રહેવા પામે તો શરીરના ઘણાખરા અવયવો વિકૃતિ પામે છે અને અનેક પ્રકારના વ્યાધિઓ થઈ આવે છે. અંગ્રેજી વૈદક શાસ્ત્રમાં પણ કબજીયાત અને તેના પરિણામરૂપ થઈ આવતું શારીરિક દુષિતપણું Auto intoxication પણ સર્વે વ્યાધિઓના એક મુખ્ય કારણરૂપ માનવામાં

આવ્યું છે. એટલે ટુંકામાં કહેવાનું કે મળમુત્રનો અવરોધ એ સીધી તેમજ આડકતરી રીતે ક્ષયરોગનું એક મુખ્ય કારણ ગણાય. મળ-મૂત્રના અવરોધથી જોકે ટુંક સમયમાં સીધી રીતે રાજ્યક્ષ્માનો રોગ લાગુ પડતો નથી તો પણ આડકતરી રીતે તેમાંથી અનેક ઉપદ્રવો થઈ આવવા સંભવ છે અને તેના પરિણામે ક્ષયરોગ લાગુ પડી આવે તેમાં નવાઈ જેવું નથી. મહર્ષિ ચરકમૂનીએ પોતાની સંહિતામાં કહ્યું છે કે જો કોઇપણ મનુષ્ય કોઇપણ જાતની શરમ, બીક, લજ્જા તથા આળસથી મળમુત્રનો અવરોધ કરે તો એટલે કે તે કુદરતી હાજતોને જોરથી અટકાવે તો તેને વાયુનો કોપ થઇને બીજા દોષો પણ ઉશ્કે-રાય છે અને તેના પરિણામે સળેખમ, ખાંસી, સ્વરભેદ, અરૂચી, પડખાંમાં શૂળ, માથાનો દુઃખાવો, જ્વર, ખભામાં પીડા, તથા વમન વિગેરે ઉપદ્રવો થઈ તેના પરિણામરૂપ રાજ્યક્ષ્માનો રોગ લાગુ પડે છે.

ઉપર ગણાવેલા મળ મૂત્રના વેગના અટકાવની પેઠે શરીરના બીજા વેગો જેવાકે વાયુ, બગાસું, છીંક, આંસુ, ઓડકાર, ઉલટી, ભૂખ, તૃષા, શ્વાસ, નિદ્રા તથા શુક્ર એટલે વીર્ય વિગેરે વેગોનો અટ-કાવ કરવાથી પણ મનુષ્યોને સીધી અગર આડકતરી રીતે રાજ્ય-ક્ષ્માનો રોગ લાંબે કાળે લાગુ પડવાનો સંભવ છે, પણ તે વેગો પૈકી મળ તથા મૂત્ર વિગેરે વેગો વિશેષ પ્રાધાન્ય હોઈ તેમજ તેનાથી ખાસ વ્યાધિનો સંભવ રહેતો હોવાથી શાસ્ત્રકારોએ ખાસ ધ્યાન ખેંચ્યું છે.

ઉપર આપણે તેર પ્રકારનાં વેગો અટકાવવા વિષે લખી ગયા છીએ તેમાં શુક્ર અથવા વીર્યના વેગને અટકાવવાથી પણ નુકશાન થવા જણાવ્યું છે. તે ઉપરથી કોઇને શંકા થાય કે બીજા અનેક ગ્રંથોમાં તો બ્રહ્મચર્ય પાળી વીર્યનું રક્ષણ કરવા જણાવ્યું છે, જ્યારે તેથી ઉલટું અત્રે વીર્યના વેગને અટકાવવાથી નુકશાન થવા જણાવ્યું છે તેનું કાંઇ પણ કારણ હોવું જોઇએ. આ બાબતનો ખુલાસો કર-વાનો કે બીજા વેગોની પેઠે વીર્યનો વેગ મોટા ભાગે કુદરતી હોતો

નથી પણ મોટા ભાગે તે કૃત્રિમ રીતે ઉત્પન્ન કરી શકાય છે એટલે કે વિષયની વાતોમાં તેમજ સ્ત્રીઓના સંસર્ગમાં વધારે વખત રહેવાથી તેમજ તેવા બીજા કારણોથી વિષયવાસના વખતોવખત ઉદ્દભવી આવે છે અને તે કારણે શુક્રનો વેગ વારંવાર થવાનો સંભવ રહે છે, માટે શુક્રના વેગને થવા દેવોજ ન જોઈએ; પણ યોગ્ય ઉમર થતાં જ્યારે ઈન્દ્રિયો પ્રબળ થઇ આવી શુક્રનો વેગ વારંવાર જણાઇ આવે ત્યારે તે વખતે બળાત્કારે તે વેગને નહીં અટકાવતાં તે વેગને યોગ્ય માર્ગ દેવો જોઇએ, એટલે કે પોતાની સ્ત્રી સાથે સહવાસ રાખી તે વેગની નિવૃત્તિ કરવી જોઇએ અને લગ્ન થયાં ન હોય તો યોગ્ય કન્યા સાથે લગ્ન કરી લેવાં જોઇએ.

બીજું વીર્યના વેગને અટકાવવાનો બીજો અર્થ એ છે કે કોઇ કોઈ મનુષ્યો વિષય કરતી વખતે ટકાવની ખાતર એટલે વધારે વખત વિષયનું કાર્ય લંબાય તેની ખાતર વીર્યના વેગને અટકાવે છે. તેમજ કોઈ કોઇવાર સ્ત્રીને ગર્ભ ન રહે તે હેતુથી વીર્યના વેગને અટકાવવામાં આવે છે એટલે વીર્ય બહાર સ્ખલિત કરવામાં આવે છે અગર તો બીજી રીતે વીર્યના વેગને અટકાવવામાં આવે છે. તે શીવાય વિષયવાસના હમેશાં વિષયની વાતો વિગેરેથી ઉત્તેજિત રાખી વિષયની પ્રબળ ઇચ્છા ઉત્પન્ન કરવામાં આવે છે અને તે વખતે વીર્યના વેગને અટકાવવાનો મિથ્યા પ્રયત્ન કરવામાં આવે છે. ઉપર પ્રમાણે કોઇ કોઈ અજ્ઞાન મનુષ્યો તરફથી થતું જોવામાં આવે છે. અને આવી રીતે વીર્યના વેગને અટકાવવાનું બની આવવા સંભવ છે, માટે આવી રીતે કોઈ પણ સુજ્ઞ મનુષ્યે વીર્યના વેગને અટકાવવો નહીં જોઇએ કારણકે તેમ કરવાથી આખરે ખરાં ભયંકર પરિણામ આવી જવા સંભવ છે.

**ક્ષય એટલે ધાતુક્ષયરૂપ રાજયક્ષ્માનું કારણ**—રાજ્યક્ષ્માનું બીજું મુખ્ય કારણ શાસ્ત્રકારોએ ક્ષય એટલે ધાતુક્ષય જણાવેલું છે. શરીરમાં મુખ્ય સાત ધાતુઓ છે અને જ્યાં સુધી તે સાતે ધાતુઓ

નિયમમાં હોય ત્યાં સુધી શરીરમાં કોઈ પણ રોગ લાગુ પડી શકતો નથી, પણ જ્યારે કોઇપણ કારણથી તે ધાતુઓનો ક્ષય થવા પામે છે અને તેમાં પણ શુક્ર એટલે વીર્ય કે જે શરીરની મુખ્ય ધાતુ છે અને જેના પર શરીરનાં બળ અને જીવનનો આધાર છે તેનો કોઇ પણ કારણથી ક્ષય થવા પામે છે ત્યારે અનેક જાતના ઉપદ્રવો લાગુ પડી આવી તેના પરિણામે રાજ્યક્ષ્મા જેવા મહા ભયંકર વ્યાધિ લાગુ પડી આવે છે.

ઉપર કહ્યા પ્રમાણે વીર્ય અથવા ધાતુનો ક્ષય થવાથી ક્ષયરોગ લાગુ પડે છે તે વાત કાંઈ હાલમાં નવી જાણવામાં આવી નથી પણ આપણા પ્રાચીન પુરાણોમાં પણ તે વાત છે અને તે ખાસ કારણથી ચંદ્રમાને ક્ષયરોગ લાગુ પડી આવ્યો હતો તેનું શાસ્ત્રમાં નીચે પ્રમાણે વર્ણન આપવામાં આવ્યું છે તે પરથી જનસમાજના ખ્યાલમાં આવશે.

પ્રથમ આ વ્યાધિ ચંદ્રમાને થયો હતો અને તેની પૌરાણિક કથા નીચે પ્રમાણે છે. "ચંદ્રમાં દક્ષ પ્રજાપતિની અઠ્ઠાવીશ કન્યાઓને પરણ્યા હતા પણ તે કન્યા પૈકી રોહીણી નામની સ્ત્રી પર તેઓ અત્યંત આશક્ત હતા અને તેથી રોહીણી શીવાય બીજી કોઇ સ્ત્રીના સામું તે જોતા નહોતા. રોહીણી ઉપર તેઓ આશક હતા એટલું જ નહીં પણ તેઓ અત્યંત વિષયી બની જઈ પોતાની તંદુરસ્તીનો ખ્યાલ નહીં રાખતાં હમેશાં રોહીણીની સાથ વિષયમાં મગ્ન રહેતા હતા, અને તે પ્રમાણે દક્ષ પ્રજાપતિએ પોતાની બીજી કન્યાઓને દુઃખી જોઇને એક દીવસ અત્યંત ક્રોધ ચડી આવવાથી ચંદ્રમાને શ્રાપ આપ્યો હતો અને તે શ્રાપને લીધે તેમ જ અતિ વિષયાસક્ત પણાને લીધે ચંદ્રમાના વીર્યનો ક્ષય થઈ જઈ તેમને ક્ષયરોગ લાગુ પડયો. ચંદ્રમાને ક્ષયરોગ લાગુ પડતાં તેમને પૂર્ણ પશ્ચાતાપ થયો હતો અને તેથી પોતાનાં અનુયાયી દેવતાઓ સાથે દક્ષ પ્રજાપતિ પાસે ગયા અને પોતાના કૃત્યની માફી માગી. દક્ષ પ્રજાપતિને ચંદ્રમાની બુદ્ધિ ઠેકાણે આવી ગયેલી લાગવાથી તેમ જ તેનો પૂર્ણ

પસ્તાવો થયેલો માલમ પડવાથી દયા આવી અને પોતાના શિષ્ય અશ્વિનીકુમારને ચંદ્રમાના ક્ષયરોગની ચિકિત્સા કરવાની આજ્ઞા આપી: અને તે પરથી અશ્વિનીકુમારે ચિકિત્સા કરી ચંદ્રમાનો ક્ષયરોગ મટાડ્યો હતો." ઉપરની હકીકત પરથી સ્પષ્ટ સમજાય છે કે વીર્ય અથવા ધાતુનો દુરૂપયોગ એ ક્ષયરોગનું એક મોટામાં મોટું કારણ છે.

સામાન્ય રીતે હાલના સમયમાં કેટલાક જુવાનીઆઓ પોતાની મુર્ખતાથી વીર્યનો દુરૂપયોગ કરતા જોવામાં આવે છે એટલે કે અતિ વિષય તથા હસ્તદોષ વીગેરે કુટેવોથી વીર્યનો એવો તો દુરૂપયોગ કરતા જોવામાં આવે છે કે તેમનું વીર્ય જલદીથી ક્ષય પામે છે એટલે કે વીર્યના પ્રમાણ તથા સ્વરૂપમાં ફેર પડી જાય છે. વીર્યનો ક્ષય થતાં શરીરની સઘળી ધાતુઓનો પણ ક્ષય થાય છે અને તેના પરિણામે રાજ્યક્ષ્માનો રોગ લાગુ પડી આવે છે, અગર તો પ્રથમ શુક્રજન્ય શોષરોગ લાગુ પડી આખરે રાજ્યક્ષ્માનો ભયંકર રોગ લાગુ પડે છે.

વીર્ય અથવા શુક્રનો દુરૂપયોગ થવા ઉપરાંત અતિશય પ્રમાણમાં શોક કે ક્રોધ, ભય, ચિન્તા તથા ઈર્ષ્યા વિગેરે માનસિક વિકારોથી પણ શરીરની સઘળી ધાતુઓ તેમ જ વીર્યપર ખરાબ અસર થઈ આવે છે અને ક્ષયરોગ જેવો રોગ પેદા થાય છે. ઉપર કહેલા માનસિક વિકારોથી શરીરના મજ્જાતંતુઓ તથા મગજપર અસર થઈ આવે છે અને તેના પરિણામે સઘળી ધાતુઓ દુષિત થઇ આવી ક્રમે ક્રમે તેનો ક્ષય થઈ આવે છે. ધાતુક્ષય વિષે ચરક મૂનીએ નીચે પ્રમાણે વર્ણન આપ્યું છે:—

**ईर्ष्योत्कंण्ठा भय त्रास क्रोध शोकाति कर्षणात्**
**व्यवायाम शनाभ्याश्च शुक्रओजश्च हीयते**

**ભાવાર્થ**—અતીશય પ્રમાણમાં ઈર્ષ્યા, ઉત્કંઠા, ભય, ત્રાસ, ક્રોધ અને શોક વિગેરે માનસિક વિકારોથી, તેમ જ કોઇપણ વ્યાધિના પરિણામે શરીર બહુ દુબળું પડી જવાથી, તેમ જ અતિશય પ્રમાણમાં વીર્યનો દુરૂપયોગ થવાથી તેમ જ ઉપરાઉપરી ઉપવાસો

અગર લાંઘણો કરવાથી તેમ જ પોતાના નિત્ય આહારમાં પ્રમાણમાં ઘટાડો કરી નાંખવાથી શરીરમાં રહેલાં શુક્ર તથા ઓજનો ક્ષય થવા પામે છે અને તેના પરિણામે વાયુ તેમ જ બીજા દોષો કોપાયમાન થઈ આવી રાજ્યક્ષ્માનો રોગ લાગુ પડે છે.

ધાતુક્ષય સાધારણ રીતે બે પ્રકારનો થાય છે એટલે કે એક અનુલોમ અને બીજો પ્રતિલોમ. અનુલોમ ક્ષયમાં પ્રથમ રસનો ક્ષય થઇ આવી તેમાંથી ઉત્તરોત્તર બધી ધાતુઓનો એટલે કે રક્ત, માંસ, મેદ, અસ્થિ, મજ્જા અને શુક્રનો ક્ષય થાય છે. અનુલોમ ક્ષય ઘણું કરીને ઉપર કહેલા માનસિક વિકારોથી તેમ જ વિષમાશન એટલે ખાનપાનના અનિયમિત પણાથી, તેમ જ લાંઘણ અથવા અપવાસ વિગેરેના કારણોથી તેમ જ કોઇપણ વ્યાધિની જીર્ણ અસરથી થઇ આવે છે. બીજો એટલે પ્રતિલોમ ક્ષય ખાસ કરીને પ્રથમી જ વીર્યનો ક્ષય થવાથી શરૂ થાય છે એટલે બીજું કાંઇ પણ કારણ ન હોય પણ જે મનુષ્ય અવિચારીપણે અતિ વિષય તથા હસ્તદોષ વિગેરેથી વીર્યનો દુરૂપયોગ કરે છે તેનું વીર્ય જલદી ક્ષય પામે છે અને તેના પરિણામે પુર્વાપર બીજી બધી ધાતુઓનો ક્ષય થઇ જઇને મનુષ્યને રાજ્યક્ષ્માનો મહારોગ લાગુ પડે છે.

ધાતુઓનો ગમે તે પ્રકારે એટલે કે અનુલોમ અગર પ્રતિલોમ ક્ષય થવા પામે તો પણ તેમાંથી આખરે ક્ષયરોગ લાગુ પડી આવે છે. અને તેમાં પણ પ્રતિલોમ ક્ષય એ ઘણો જ ભયંકર છે કારણ કે તેમાં પ્રથમથી જ વીર્યનો ક્ષય થઇ આવે છે અને તે કારણે તેમાંથી એકદમ ક્ષયરોગ લાગુ પડે છે.

**સાહસકર્મજન્યકારણ**—રાજ્યક્ષ્માનું ત્રીજું મુખ્ય કારણ શાસ્ત્રકારોએ સાહસકર્મ ગણાવેલું છે, સાહસકર્મમાં અનેક બાબતનો સમાવેશ થાય છે અને તેનું વિગતવાર વર્ણન નિદાનકાર માધવાચાર્યે ઉરઃક્ષતના વિષયમાં અને ચરકમુનીએ ક્ષતક્ષીણના વિષયમાં વિગતવાર આપેલું છે. સાહસકર્મમાં દરેક જાતના અતિયોગ Excessનો સમા-

વેશ થાય છે એટલે કે દરેક મનુષ્યની શારીરિક અને માનસિક શક્તિ ઉપરાંત ગમે તે કાર્ય કરવામાં આવે તેનો સાહસમાં સમાવેશ થાય છે. અને તે પ્રમાણે જો કોઇપણ માણસ કોઇપણ જાતના સાહસકર્મમાં અતિ પ્રવૃત્ત રહે તો તેમાંથી આખરે સીધી અગર આડકતરી રીતે રાજ્યક્ષ્માનો રોગ લાગુ પડે છે.

સાહસકર્મથી સાધારણ રીતે કદાચ સીધી રીતે રાજ્યક્ષ્માનો રોગ લાગુ પડે નહીં તો પણ તેનાથી ઉરઃક્ષત નામનો વ્યાધિ અવશ્ય લાગુ પડી આવવા સંભવ છે અને ઉરઃક્ષત એ રાજ્યક્ષ્મણાનું એક પ્રાથમિક રૂપ હોવાથી તેમાંથી આખરે રાજ્યક્ષ્માનો રોગ લાગુ પડી આવવા સંભવ રહે છે. સાહસકર્મનું વીગતવાર વર્ણન અગાઉ ઉરઃ-ક્ષતના વિષયમાં આપવા આવ્યું છે.

**વિષમાશનજન્યકારણ**—રાજ્યક્ષ્માનું ચોથું મુખ્ય કારણ શાસ્ત્રકારોએ વિષમાશન કહેલું છે. વિયમાશનમાં ખાનપાનના હીન, મિથ્યા અને અતિયોગનો સમાવેશ થાય છે એટલે કે અનિયમિત અને અયોગ્ય ખાનપાનથી સીધી અગર આડકતરી રીતે રાજ્યક્ષ્માનો રોગ લાગુ પડે છે.

પ્રકૃતિને પ્રતિકુળ હોય તેવું ભોજન, અતિશય ખાટું, ખારૂં, બગડેલું તથા વાસી ભોજન, ઘણું ભારે ભોજન, વખત બેવખત સમય વિનાનું ભોજન, વિગેરે ભોજન વિષમાશનમાં ગણાય છે અને તેનાથી સીધી અગર આડકતરી રીતે રાજ્યક્ષ્માનો રોગ લાંબે કાળે લાગુ પડી આવવા સંભવ છે. તે સિવાય દીવસે દીવસે પોતાનો નિયમિત ખોરાક કમિ થવાથી અગર કમિ કરી નાંખવાથી તેમ જ ઉપરા ઉપરી અપવાસો કરવાથી પણ લાંબે વખતે રાજ્યક્ષ્માનો રોગ લાગુ પડી આવવા સંભવ છે.

વિષમાશન એટલે ખોરાકના અનિયમિત પણાથી નાના મોટા વ્યાધિઓ થઈ આવવા સંભવ છે અને તેથી કદાચ સીધી રીતે રાજ્યક્ષ્માનો રોગ લાગુ પડવાનો સંભવ રહે છે.

# શોષ રોગ.

---

## General wasting of the body.

જે વ્યાધિમાં શરીરની સઘળી ધાતુઓને ક્રમે ક્રમે ક્ષય થતો રહી શરીર દીવસે દીવસે દુબળુ પડતું જોવામાં આવે તે વ્યાધિને શોષ-રોગ કહેવામાં આવે છે. ખરૂં જોતાં શોષરોગ એ કોઈ પણ જાતનો તેમ જ કોઈપણ અંગનો ખાસ વ્યાધિ નથી. પણ અનેક જાતના તિક્ષ્ણ તેમ જ જીર્ણ તેમ જ અનેક જાતના અતિયોગ Excessના પરિણામે થઈ આવતી એક જાતની શારીરિક ક્ષીણતા છે. બીજું શોષરોગ એ ઉપર કહેલા શોષરોગનું એક મુખ્ય કારણ છે એટલે કે શોષરોગમાંથી આખરે રાજ્યક્ષ્માનો રોગ લાગુ પડી આવે છે. તે જ પ્રમાણે શોષરોગ એ રાજ્યક્ષ્માનું એક લક્ષણ પણ છે, એટલે કે જે મનુષ્યોને રાજ્યક્ષ્માનો રોગ લાગુ પડયો હોય તેને પણ શરૂઆતથી જ શોષરોગ જેવું જણાતું હોય છે એટલે ક્રમે ક્રમે તેનું શરીર ક્ષીણ થતું જાય છે.

શોષરોગ જે મુખ્ય મુખ્ય કારણોથી જણાય છે તેનું શાસ્ત્રકારોએ નીચે પ્રમાણે વર્ણન આપ્યું છે:—

**व्यवाय शोक वार्धकय व्यायामाध्व प्रशोषिणः**
**व्रणोरः क्षतसंज्ञौं च शोषिणौ लक्षणं शृणु.**

**ભાવાર્થ**—વ્યવાયશોષ, શોકશોષ, વ્યાયામશોષ, અધ્વશોષ, વાર્ધક્યશોષ, વ્રણશોષ તથા ઉરઃક્ષતજન્યશોષ એમ સાત પ્રકારના શોષ શાસ્ત્રકારોએ કહેલા છે એટલે કે તે કારણોથી મનુષ્યોને શોષ રોગ લાગુ પડે છે અને તેની સામાન્ય સમજ નીચે પ્રમાણે છે:—

**વ્યવાયશોષ**—Wasting produced by Excessive Sexual abuse–વ્યવાય એટલે અતિશય પ્રમાણમાં વિષયાસક્ત-

એ રાજ્યક્ષ્માની પેઠે શોષરોગનું પણ એક મોટામાં મોટું અને

મુખ્ય કારણ છે. જુવાનીના જોરમાં મુર્ખ મનુષ્યોને ખબર પડતી નથી અને પોતાના મદમાં વિષયમાં મશગુલ રહે છે અને અમુક વખતે પોતાના વીર્યનો ક્ષય થવાથી તેઓ શોષરોગના ભોગ થઇ પડે છે. અતિવિષયના પરિણામે વીર્યનો ક્ષય થઈ આવે છે એટલે કે વીર્યના સ્વરૂપ અને પ્રમાણમાં ફેર પડી આવે છે એટલું જ નહીં પણ પરિણામે જનનેંદ્રિ પણ શિથિળ પડી જઇ તે પુરૂષ નપુંસક સ્થિતિમાં આવી જાય છે અને તેની સાથે શરીરની સઘળી ધાતુઓ ક્રમે ક્રમે ક્ષીણ થઈ જઈ આખરે તે પુરૂષ હાડપીંજર જેવો બની રહે છે.

વ્યવાય શોષ લાગુ પડતાં દરદીનું વીર્ય ક્ષીણ થઇ જાય છે. ધાતુનું બંધન રહેતું નથી. સ્હેજસાજ વિષયની વાતો કરતાં અગર સ્મરણ કરતાં તેમ જ રાત્રીના વખતે સ્વપ્નાવસ્થામાં પણ વીર્યનો શ્રાવ થઇ જાય છે. તે સિવાય જનનેંદ્રિ તથા અંડકોષમાં વેદના જણાય છે તેમ જ નબળાઇનાં બીજાં ચિન્હો એક પછી એક લાગુ પડીને દરદી દુર્દશામાં આવી પડે છે.

**શોકશોષ**—Wasting propuced by long continued grief, sorrow &–અતિશય પ્રમાણમાં ચિન્તા, દિલગીરી, ભય, ત્રાસ, બ્હીક તથા ક્રોધ વીગેરે માનસિક વિકારોથી પણ લાંબે કાળે મનુષ્યોને શોષરોગ લાગુ પડી આવે છે. અને તેમાં પણ ઉપર કહેલા વ્યવાય શોષના જેવાં લક્ષણો જણાય છે. આ વિષય અગાઉ વિગતવાર ચર્ચવામાં આવ્યો છે એટલે તે વિષે વધારે લખવાની જરૂર નથી કારણ કે ચિંતા વિગેરે કારણોથી શરીર એકદમ ક્ષીણ થઈ જાય છે તે સૌની જાણમાં છે.

**વાર્ધક્યશોષ**—Wasting produced by old age.–વાર્ધક્ય અથવા જરાશોષ એ વૃદ્ધાવસ્થાને લીધે દરેક મનુષ્યોને કુદરતી રીતે જણાઈ આવતો એક શોષરોગ છે. આ શોષરોગમાં શરીરની સઘળી ધાતુઓ ઉત્તરોત્તર ક્ષય થતી જાય છે અને અમુક ઉમરે મનુષ્ય તદ્દન ક્ષીણ થઈ જાય છે. એટલે કે તેનામાં કોઈ જાતનું

શારીરિક તેમ જ માનસિક બળ રહેતું નથી તથા શરીરના સઘળા ગાત્રો શિથિલ પડી જાય છે, તેમ જ બુદ્ધિ તથા સ્વભાવમાં પણ ફેર પડી જાય છે. ઉપર પ્રમાણેનો વાર્ધક્યશોષ એ એક કુદરતી રોગ છે અને યોગ્ય ઉમરે થાય તો તેમા નવાઈ નથી પણ દિલગીરીની વાત એ છે કે હાલમાં તે એક વ્યાધિરૂપ થઈ પડયે છે એટલે કે આપણી રહેણી કરણી તથા આહાર વિહારના પરિણામે તેવી સ્થિતિ અયોગ્ય ઉમરે લાગુ પડી આવતી જોવામાં આવે છે એટલે કે હાલમાં ઘણાં મનુષ્યો પચાસ કે પંચાવન વર્ષની ઉમરમાં જ તે સ્થિતિમાં આવી જતાં અગર આવી ગયેલાં જોવામાં આવે છે. કુદરતી રીતે તેવી સ્થિતિ લગભગ પંચોતેર વર્ષ પછી આવવી જોઈએ અને તે પણ ક્રમે ક્રમે આવવી જોઇએ પણ તેને બદલે હાલમાં મનુષ્યોને અકાળે વૃદ્ધાવસ્થા Premature old age તેમ જ તેના પરિણામ રૂપ નબળાઈ જોવામાં આવે છે તે એક દિલગીરીની વાત છે અને તે આપણી રહેણી કરણીને જ આભારી છે.

**વ્યાયામશોષ**—Wasting produced by excessive exercise—જોકે યોગ્ય પ્રમાણમાં કસરત કરવી એ આરોગ્યતાને અર્થે જરૂરની છે તો પણ જો તેનો અતિયોગ થાય તો તેમાંથી પણ મહા ભયંકર પરિણામ આવી જાય છે. એટલે કે એક જાતનો શોષ રોગ લાગુ પડી આવે છે અને તેના ઘણા દાખલાઓ જોવામાં આવે છે. વધારે પ્રમાણમાં ચાલવાથી, મુગદર વિગેરે ફેરવવાથી, દંડ વીગેરે પીલવાથી, તેમ જ નિશાળો વીગેરેમાં જે પરચુરણ કસરતો કરાવવામાં આવે છે તેનો પણ અતિયોગ કરવાથી, તેમ જ બાઇસીકલ વિગેરે પર લાંબો વખત મુસાફરી કરવાથી તેમ જ ઘોડા તથા ઉંટ વીગેરે જાનવરો પર લાંબો વખત ચાલુ મુસાફરી કરવાથી લાંબે વખતે શરીરની સઘળી ધાતુઓનો ક્ષય થવા પામી એક જાતનો શોષરોગ લાગુ પડી આવે છે. યોગ્ય પ્રમાણમાં કસરત ફાયદાકારક છે અને વધારે પડતા પ્રમાણમાં મહા વ્યાધિ કર્તા છે. માટે તેનો લાભ લેતાં પુરતો

વિચાર કરવો જોઇએ અને નહીં કે હાલમાં જેમ ઘણાં જુવાનીઆઓ માત્ર પુસ્તકમાં કસરતના ફાયદાઓ વાંચીને પોતાની શક્તિ તથા પોતાના ખોરાકનો ખ્યાલ નહીં રાખતાં અતિયોગ કરી નાખે છે અને પરિણામે વ્યાધિના ભોગ થઈ પડે છે. કસરતના અતિયોગથી શરીરની સઘળી ધાતુઓનો ક્ષય થાય છે અને લાંબે વખતે મનુષ્યને શોષરોગ લાગુ પડે છે.

**અધ્વપ્રશોષ**–Wasting produced by long and repeated waking લાંબો વખત બહુ ચાલવાનું રાખવાથી પણ મનુષ્યોને શોષ રોગ લાગુ પડે છે. શરીરની શક્તિ ઉપરાંત હમેશાં ચાલવાનું રાખવાથી આખરે શરીરની સઘળી ધાતુઓ, તથા મજ્જાતંતુઓ તથા સ્નાયુઓ નબળાં પડી જઈ તેના પરિણામે શોષ રોગ વહેલામોડો લાગુ પડે છે.

**વ્રણશોષ**–Wasting produced by long continued chronic abscess કોઈ પણ મનુષ્યને શરીરના કોઈ પણ ભાગમાં વ્રણ થઈ આવી તે લાંબો વખત ચાલુ રહેવા પામે તો તેનાથી લાંબે વખતે શોષરોગ લાગુ પડે છે. લાંબો વખત વ્રણ રહેવાથી શરીરની સઘળી ધાતુઓ ક્રમે ક્રમે ક્ષીણ થાય છે અને દરદીની જઠરાગ્નિ વિગેરે પણ મંદ પડી શરીરનું બરોબર પોષણ થતું નથી તેમજ વ્રણમાંથી પરૂ તથા લોહી વિગેરેની ચાલુ નિકાસ હોવાથી લાંબે કાળે મનુષ્ય તદન લેવાઈ જાય છે અને શોષ રોગનો ભોગ થઇ પડે છે.

**ઉરઃક્ષત અથવા ઉરઃક્ષતજન્ય શોષરોગ**–Ulceration of the lungs–દેશી વૈદક શાસ્ત્રમાં ઉરઃક્ષત નામનો એક શોષરોગ ગણાવેલો છે અને તેની હકીકત બહુ જાણવા જેવી છે. આ વ્યાધિમાં નીચે આપેલા કોઇ પણ કારણોથી છાતીના ભાગમાં એકાદ ઠેકાણે આઘાત થવા સંભવ છે એટલુંજ નહીં પણ જો કારણ લાંબો વખત ચાલુ રહેતાં તે ઠેકાણે એકાદ નાનું ક્ષત Ulcer પડી આવે છે અને લાંબે વખતે તે ક્ષત એક દીર્ઘ

ગણનું રૂપ ધારણ કરે છે. શરૂઆતમાં ઉપર કહેલાં કારણોથી ફેફ્સાંના અમુક ભાગમાં તે પરના ચાલુ આઘાતને લીધે તે ઠેકાણે લોહીનો જમાવ Cojecstion થાય છે અને તે જમાવ અમુક વખત ચાલુ રહેવા બાદ તે ઠેકાણે સાધારણ ક્ષોભ અને વરમ Irritation and inflamation થઈ આવે છે અને અમુક વખતે તે ઠેકાણે એક નાનું ક્ષત પડી આવે છે અને તે ક્ષત બીજાં કારણોનો યોગ થતાં દિવસે દિવસે વૃદ્ધિ પામતું રહે છે. આ વ્યાધિનું દેશી શાસ્ત્રકારોએ ઉરઃક્ષત નામ આપેલું છે. અંગ્રેજી વૈદકશાસ્ત્રમાં જે આઘાત રૂપ કારણ Traumatism જણાવ્યું છે તે કારણ આ કારણને મળતું છે.

દેશીવૈદકમાં ઉરઃક્ષતનાં કારણો નીચે પ્રમાણે જણાવ્યાં છેઃ—

धनुषायस्यतोऽत्यर्थं भारमुद्वहतो गुरुम्
युध्यमानस्य बलिभिः पततो विषमोच्चतः
वृषं हयं वा धावंतं दम्यं चान्यं निगृण्हतः
शिला काष्टाश्मनिर्धातान् क्षिपतो निघ्नतः परान्
अधीयानस्य वात्युच्चैर्दूरं वा व्रजतो द्रुतम्
महानदीर्वा तरतो हयैर्वा सह धावतः
सहसोत्पततो दूरान्तूर्णं वातिप्रनृत्यतः
तथान्यैः कर्मभिः क्रूरैः भृशंमभ्याहतस्य च
वोक्ष्यते वक्षसि व्याधिर्बलवान समुदीर्यते
स्त्रीषु चातिप्रसक्तस्य रूक्षाल्पप्रमिताशिनः
उरो विरुज्यतेऽत्यर्थं भिद्यतेऽथ विदह्यते
प्रपीडयते तथा पार्श्वे शुष्यत्यंगं प्रवेपते
क्रमाद्वीर्यं बलं वर्णो रुचिरग्निश्च हीयते
ज्वरो व्यथा मनोदैन्यं विड्भेदोऽग्निवधादपिः
कोष्टश्यावः (दुष्टश्यावः) सुदुर्गंधः (धिः) पीतो विग्रथितो बहु
कासमानस्य चाभीक्ष्णं कफः सासृक प्रवर्तते

**स क्षती क्षीयतेऽत्यर्थं तथा शुक्रौजसोः क्षयात्**
**अव्यक्त लक्षणं तस्य पूर्वरूपमिति स्मृतम्**

ભાવાર્થ—બહુ જોરથી ધનુષ્ય ખેંચવાથી, શક્તિ કરતાં વધારે ભાર ઉપાડવાથી, પોતાના કરતાં વધારે બળવાન પુરૂષ સાથે યુદ્ધ કરવાથી, મેડી અગર માળ ઉપરથી આડી અવળી રીતે પછાડ ખાવાથી, બળદ, ઘોડો, હાથી તથા ઉંટ વિગેરે દોડતા પ્રાણીને બળાત્કારે પકડી રાખવાથી, ગદા, મુગદળ, લાકડાં, પથરા તથા તેવાં બીજાં વજનદાર હથીઆરો જોરથી દૂર ફેંકવાથી, શત્રુ અગર વૈરભાવ રાખનાર મનુષ્ય સાથે યુદ્ધ અગર મારામારી કરવાથી, મોટા અવાજે લાંબો વખત ભાષણો કરવાથી તેમજ વેદ વિગેરેનું અધ્યયન કરવાથી, પગે ચાલીને લાંબી લાંબી મુસાફરી કરવાથી, મોટી મોટી નદીઓમાં લાંબો વખત તરવાથી, ઘોડા વિગેરે સાથે હમેશાં દોડવાનું રાખવાથી, મોટા મોટા કુદકા અગર ઠેકડા મારવાથી, બહુજ ઝડપથી લાંબો વખત નાચવાથી તેમજ તેવા બીજા સાહસ કર્મથી ઉરઃક્ષત નામનો શોષરોગ લાગુ પડે છે.

ઉપરનાં કારણો ઉપરાંત અતિશય સ્ત્રીસંગથી તેમજ પોતાનો ખોરાક કમિ કરી નાંખવાથી તેમજ વધારે પ્રમાણમાં લાંઘણો કરવાથી તેમજ સુકકો અને રૂક્ષ ખોરાક લાંબો વખત લેવાથી પણ મનુષ્યોને લાંબે કાળે ઉરઃક્ષત રોગ લાગુ પડી આવે છે.

ઉપરનાં કારણો વાંચી જોતાં મનુષ્યોને જણાશે કે ઉપર કહેલાં સાહસ કર્મ લાંબો વખત ચાલુ રહેતાં ફેફસાંના કોઈપણ ભાગમાં વધારે પ્રમાણમાં દબાણ થવાનો સંભવ રહે છે અને તે પ્રમાણે દબાણ ચાલુ રહેતાં ત્યાં આગળ લાંબે કાળે એકાદ ક્ષત પડી આવવાનો સંભવ રહે છે એટલુંજ નહીં પણ તે પ્રમાણે ઘણા મનુષ્યોને થઇ આવતું આપણે જોઈએ છીએ. ઉપર પ્રમાણે ક્ષત પડી આવતાં તેમાં ક્ષયરોગના રોગજંતુઓ સહેલાઇથી દાખલ થઇ શકે છે અને

અમુક વખતે આ ભયંકર પ્રકારનો જંતુજન્ય ક્ષયરોગ Tuber-cular Consumption ઉત્પન્ન થાય છે.

## ક્ષયરોગ લાગુ પડવાની રીત.

## The mode of chronic Tubercular Invasion.

ઉપર આપણે ક્ષયરોગ થવાના બે પ્રકારનાં કારણો વિગતવાર કહી ગયા છીએ અને તે બન્ને કારણોનો યોગ થવાથી ક્ષયરોગ લાગુ પડી આવે છે એમ દરેક વિદ્વાનોનો અનુભવપૂર્વક અભિપ્રાય છે, એટલે ખરાબ અને અપૂર્ણ હવા, અપૂર્ણ પ્રકાશ, ખરાબ, અપૂર્ણ અને અયોગ્ય ખાનપાન, વિષયાસક્તપણું, તથા વીર્યનો દુરૂપયોગ, જીર્ણવ્યાધિઓ, કેટલાક નુકશાનકારક ધંધાઓ, અહરનીશ કલેશ અને ચિંત્તાયુક્ત જીવન, તથા માબાપ તરફથી વારસામાં મળેલા ક્ષયરોગનો જંતુજન્ય ચેપયુક્ત શરીરનો નબળો બાંધો તથા તેવાં બીજાં અનેક વિપ્રકૃષ્ટ કારણો કે જેનું વિગતવાર વર્ણન આપણે અગાઉ આપી ગયા છીએ તેમાં જ્યારે ક્ષયરોગનું ખાસ સન્નિકૃષ્ટ કારણ કે જે એક સુક્ષ્મ પ્રકારના ખાસ રોગજંતુઓ માનવામાં આવે છે અને જેનું પણ વિગતવાર વર્ણન અગાઉ આપવામાં આવ્યું છે તેનો જ્યારે યોગ થવા પામે છે ત્યારે ક્ષયરોગનું બીજ રોપાય છે.

જો કે ઉપર કહેલા બન્ને પ્રકારના કારણોના યોગથીજ ક્ષય-રોગ શરૂ થાય છે, તો પણ વિદ્વાનોની માન્યતા પ્રમાણે દરેક કેસમાં તે બન્ને કારણોનો યોગ એકી સાથે થતો નથી હોતો, પણ કોઈ કોઈ કેસમાં ઉપર કહેલા વિપ્રકૃષ્ટ કારણોથી પ્રથમ શરીર નબળું પડવા પામે છે અને તેવી નબળાઈનો લાભ લઈને ક્ષયરોગના રોગજંતુઓ કોઈ પણ રીતે ફેફસાંમાં દાખલ થવા પામી આસ્તે આસ્તે ક્ષયરો-ગની શરૂઆત થાય છે, તેથી ઉલટું કોઇ કોઈ કેસમાં કોઈ પણ

રીતે ઉપર કહેલા રાગજંતુઓરૂપી ચેપ પ્રથમ ફેફસાંમાં દાખલ થવા પામે છે અને દાખલ થયા બાદ અમુક વખત અનુકુળ સંજોગોના અભાવે શરીરમાં ગુપ્ત રીતે પોતાનું કાર્ય ધીમે ધીમે આગળ ચલાવતા રહી પડયા રહે છે અને અનુકુળ સંજોગો મળતાં એટલે ઉપર કહેલા વિપ્રકૃષ્ટ કારણોથી શરીર નબળું પડતાં તે જંતુઓ જોસમાં આવી જઈ વ્યાધિને જન્મ આપે છે.

ઉપરની હકીકત પરથી સ્પષ્ટ સમજાય છે કે ક્ષયરોગ ઉપર કહેલાં બન્ને કારણોના સંયુક્ત યોગથી થાય છે; તોપણ વિદ્વાનોનો અભિપ્રાય એ છે કે ઉપર કહેલાં બન્ને કારણો પૈકી બીજું કારણકે જે રોગજંતુઓ છે તે સૌથી મુખ્ય કારણ છે. એટલે કે ખરેખરો પ્રાણઘાતક જંતુજન્ય ક્ષયરોગ Tuberculor Consumption ખાસ કરીને ક્ષયરોગના જંતુઓથીજ શરૂ થાય છે એટલે તેનો યોગ થવાથી વ્યાધિ શરૂ થાય છે. જોકે રોગજંતુ શીવાયનો પણ એક જાતનો ક્ષયરોગ Non–Tabercular consumpiton કે જેને વિદ્વાનો શોષરોગ કહે છે તે ઘણાં મનુષ્યોને ઘણી વખત લાગુ પડી આવેલો જોવામાં આવે છે પણ ખરેખરો અને પ્રાણઘાતક ક્ષયરોગ તો રોગજંતુના યોગથીજ લાગુ પડી આવે છે એમ મોટા મોટા વિદ્વાનોનો અભિપ્રાય છે.

ઉપર પ્રમાણે વસ્તુસ્થિતિ હોવાથી ક્ષયરોગના રોગજંતુઓ ફેફસાંમાં દાખલ થયા બાદ કઈ કઈ જાતની અને કેવી કેવી વિકૃતિ કરે છે તે જાણવાની ખાસ જરૂર છે અને તેની સામાન્ય સમજ નીચે પ્રમાણે છે.

સામાન્ય માન્યતા પ્રમાણે ઉપર કહેલા ક્ષયરોગના રોગજંતુઓ ફેફસાંમાં દાખલ થયા બાદ પોતાની આસ્તે આસ્તે વૃદ્ધિ કરતા કરતા તેમજ એક પ્રકારનું વિષ Toxin પેદા કરતા કરતા અમુક સહાયકારી સંજોગો મળતાં સુધી અમુક વખત ફેફસાંમાં કોઈ પણ જાતનાં દેખાઈ આવે તેવાં સ્થાનિક Local તેમજ શારીરિક Constitut-

ional ઉપદ્રવો કર્યા શીવાય પડી રહે છે. ત્યાર બાદ જે અમુક ઠેકાણે તેઓએ પોતાનું થાણું નાંખ્યું હોય તે જગ્યાએ બહુજ સુક્ષ્મ પ્રમાણમાં એક નાના બીંદુ જેટલી જગામાં થોડો ઘણો ક્ષોભ અને સોજો પેદા કરે છે અને ત્યારબાદ અમુક વખતે એટલે કે તે ક્ષોભ-યુક્ત સ્થિતિ અમુક વખત ચાલુ રહ્યા બાદ તે જગાએ એક બારીક ક્ષત પડે છે અને ત્યારબાદ અમુક વખતે તે જગ્યાની આસપાસની બારીક રક્તનળીયો Blood vessels માં સ્થાનિક વિકૃતિ થઈ આવે છે અને તેના પરિણામે ક્ષયરોગના રોગજંતુઓથી પેદા થતું વિષ Toxin તે ક્ષતમાર્ગે લોહીમાં પ્રવેશ થવા પામે છે અને ત્યારથી તે વિષયુક્ત દોષીત લોહી શરીરમાં ફરવા માંડે છે અને તેના પરિણામે એટલે કે તેવા દુષિત લોહીથી શરીરનું પોષણ થતું ચાલુ રહેતાં ક્રમે ક્રમે શરીરના બધા અવયવો વિકૃતિ પામતા આવે છે.

ઉપરની હકીકત પરથી સહેજ સમજાય છે કે ક્ષયરોગ શરૂ થતાં પ્રથમ ફેફસાંમાં જાણી શકાય તેવી વધારે વિકૃતિ જણાતી નથી પણ માત્ર અમુક ઠેકાણે એક બહુજ સુક્ષ્મ પ્રમાણમાં બારીક ક્ષત પડી આવી તે માર્ગે ક્ષયરોગનું જંતુજન્ય વિષ લોહીમાં દાખલ થવા પામે છે એટલે કે ક્ષયરોગ શરૂ થતાં પ્રથમ દરદીનું લોહી દુષિત થાય છે અને તેવા દુષિત લોહીથી શરીરનું પોષણ થતાં કેટલાક શારીરિક લક્ષણો Constitutional symptoms ક્રમે ક્રમે જણાવા માંડે છે કે જે લક્ષણો ક્ષયરોગની પુર્વાવસ્થાના લક્ષણો ગણાય છે.

ઉપર આપણે કહી ગયા કે ક્ષયરોગનું જંતુજન્ય વિષ લોહીમાં ફરવા માંડયા બાદ દરદીનું લોહી દુષિત થઈને પ્રથમ દરદીને ક્ષય-રોગની ચેતવણીરૂપ કેટલાંક લક્ષણો જણાવા માંડે છે કે જેનો તાત્કા-લિક ઉપાય કરવામાં આવે તો વ્યાધિ કેટલેક દરજ્જે અટકી જાય છે. આ ચેતવણીરૂપ લક્ષણો જણાવાના વખતને વિદ્વાનો Pretub-ercular Stage કહે છે અને સામાન્ય અનુભવ પ્રમાણે આ શરૂ-આતનો વખત વ્યાધિ અટકાવવાનો યોગ્ય વખત છે અને જો તે

વખતે વ્યાધિ અટકાવવાનો પ્રયત્ન કરવામાં આવે તો વ્યાધિ કેટલેક દરજ્જે અટકાવી શકાય છે, પણ દિલગીરીની વાત એ છે કે આ વખતે જે લક્ષણો જણાય છે તે પર પુરતું ધ્યાન અપાતું નથી અને કદાચ ધ્યાન આપવામાં આવે તો તે લક્ષણો બીજાં કારણોથી હશે એમ મોટા ભાગે ગણી કાઢવામાં આવે છે એટલુંજ નહીં પણ કેટલાક વૈદ્યો તથા દાક્તરો પણ અજ્ઞાનતાને લીધે તેમજ પુરી તપાસના અભાવે તે લક્ષણોને સામાન્ય ઉપદ્રવો ગણી કાઢી બેદરકાર રહે છે અને ઘરના મનુષ્યોને પુરતી ચેતવણી આપી શકતા નથી અને પરિણામે ઘરના મનુષ્યો તે ઉપદ્રવોને સાધારણ ઉપદ્રવો ગણી કાઢી આડા અવળા ઉપાયો કરે છે અને તે પ્રમાણે વખત જતાં ક્ષયરોગ તેના અનેક ઉપદ્રવો સહિત દરદીને ઘેરી લે છે.

ઉપર કહ્યા પ્રમાણે ક્ષયરોગની શરૂઆત થાય છે અને તે શરૂઆતને બરોબર જાણી લઇને તેના યોગ્ય ઉપચાર કરવામાં આવે તો આ દરજ્જામાં વ્યાધિ મોટા ભાગે અટકી શકે છે, કારણકે આ વખતે દરદીના ફેફસામાં સ્પષ્ટ દેખાઈ શકાય તેવી વિકૃતિ થયેલી હોતી નથી એટલે કે ફેફસાંમાં જંતુજન્ય વિકૃતિ વધારે થએલી હોતી નથી પણ તેની શરૂઆત થતી આવે છે અને જો તે અરસામાં યોગ્ય ઉપચારથી શરીરનું પોષણ કરવામાં આવે તો શરીરનું બળ વધવા પામી વ્યાધિ કેટલેક દરજ્જે અટકી જાય છે એટલુંજ નહીં પણ ફેફસાં માંહેના જે જંતુઓ જમાવ કરી વિકૃતિ કરવાની તૈયારીમાં હોય છે તે છિન્ન ભિન્ન થઈ જાય છે કારણકે શરીર નબળું હોય તોજ તે જંતુઓ જોર કરી શકે છે અને શરીર બળવાન થતાં તે જંતુઓ પણ નષ્ટ થઈ જાય છે માટે શરૂઆતમાં વ્યાધિ ઓળખીને યોગ્ય ઉપચાર કરવામાં આવે તો વ્યાધિ અટકી જાય છે.

---

# ક્ષયરોગનું સામાન્ય વર્ણન.

## General description of consumption.

ક્ષયરોગની પ્રાથમિક અવસ્થા અગર પુર્વરુપનું વર્ણન કરતાં પહેલાં ક્ષયરોગની સામાન્ય હકીકત જાણવાની જરૂર છે કારણકે તે જાણવાથી તેની પ્રાથમિક અવસ્થા બરોબર સમજી શકાય છે. અને તેથી અત્રે ક્ષયરોગ લાગુ થવાની રીત તથા તે લાગુ થયા પછી તે કેવો માર્ગ લે છે તે વિષેની જાણવાજોગ હકીકત સંક્ષિપ્તમાં નીચે પ્રમાણે છે:—

**ક્ષયરોગની શરૂઆત**—Onset of Consumption–ક્ષયરોગ એ ઘણો જીર્ણ એટલે કે બહુ લાંબો વખત ચાલે તેવો વ્યાધિ છે અને કમનસીબે જેને લાગુ પડવાનો હોય તેને બહુ જ ધીમે ધીમે લાગુ પડે છે. કેટલીક વાર તો આ વ્યાધિનું મૂળ બે ત્રણ વષ પહેલાંથી નંખાયુ હોય છે અને તે ક્રમે ક્રમે વૃદ્ધિ પામતું પામતું એક બે વર્ષે વ્યાધિરૂપ જણાઇને દરદીનું તેમજ ઘરના મનુષ્યોનું ધ્યાન ખેંચે છે. કેટલાક દરદીને કાંઇ દેખીતા કારણ શીવાય શરીર દીવસે દીવસે ઘસાતું જતું જેવામાં આવે છે અને જઠરાગ્નિ ક્રમે ક્રમે મંદ થતી જાય છે. કેટલાકને બબ્બે ત્રણ ત્રણ મહીનાના અંતરે દસ પંદર દીવસ સુધી થોડો થોડો તાવ આવી જાય છે અન તે પાછો થોડા દીવસમાં ઉતરી જાય છે અને આ પ્રમાણે ચાર પાંચ ઉથલાને અંતે વ્યાધિ પોતાનું રૂપ ધારણ કરે છે. કેટલાકને વારંવાર થોડા થોડા અંતરે શરદી અને ખાંસી થઇ આવે છે અને તે પ્રમાણે વખતો વખત થઈ આવી ખાંસી જીર્ણ રૂપ ધારણ કરી આખરે તેમાંથી ક્ષયરોગ જણાઈ આવે છે. કેટલાકને પ્રથમ એકાદ બે વખત લોહીની ઉલટી જેવું થઈ આવી અગરતો થોડું ઘણું લોહી પડીને તેમાંથી કેટલેક વખતે ક્ષયરોગ લાગુ પડી આવે છે. અને કેટલાકને છાતીના

ભાગમાં થોડો ઘણો દુઃખાવો અમુક વખત ચાલુ રહેવા પામી તેમાંથી ક્ષયરોગ શરૂ થાય છે અને કેટલાકને અમુક વખત સાદ બેસી ગયેલો અને ઘોઘરો થઇ આવી તેમાંથી ક્ષયરોગ શરૂ થવા પામે છે.

આ પ્રમાણે ક્ષયરોગની શુરૂ પણે અનેક રીતીએ શરૂઆત થતી હોવાથી કોઈ પણ જુવાનનું શરીર કોઈ પણ જાતના ખાસ કારણ શીવાય મંદાગ્નિ થઈ આવી શરીર ઘસાતું જતું અગરતો વખતો વખત નાવ ડોકીયાં મારી જતો હોય અગરતો વખતો વખત શરદી અને ખાંસી જણાઈ આવતાં હોય અગરતો છાતીમાંથી લોહી પડતું હોય અગરતો વખતો વખત છાતીના ભાગમાં દુખાવો જણાતો હોય અગરતો વખતો વખત સ્વરભંગ થઈ આવી સાદ બેસી ગયેલો રહેતો હોય તો તેવા જુવાનના શરીરની પાકી તપાસ કરાવીને યોગ્ય ઉપચારો શરૂ કરી દેવા જોઇએ. કારણકે આ વ્યાધિ મટવાની જો કાંઈ પણ આશા હોય તો માત્ર શરૂઆતમાંજ છે. માટે શક પડતાં શરૂઆતથી યોગ્ય ઉપાયો કામે લગાડવા તે દરેક રીતે ઉત્તમ છે.

**ક્ષયરોગનો સામાન્ય વ્યાધિક્રમ—General course of a typical case of consumption**–ક્ષયરોગ શરૂ થતાં કાંઈ પણ ખબર પડતી નથી પણ માત્ર શરીર ક્રમે ક્રમે દુબળું પડતું જાય છે અને દરદીને બેચેની જેવું જણાયા કરે છે. દરદીને ખોરાક ઉપર અરૂચી જણાયા કરે છે અને પુરેપુરો ખોરાક લઇ શકાતો નથી. કોઈ કોઇ વખત્ત દરદીને પેટમાં દુઃખાવા જેવું જણાય છે તો કોઇ કોઇ વખત છાતીમાં ફરતો દુઃખાવો જણાય છે અને બીજા કેટલાંક સામાન્ય નબળાઇના ચિન્હો જણાય છે અને તેવા નજીવાં લક્ષણોથી દરદીને ક્ષયરોગ લાગુ પડયો હશે અગર લાગુ પડી આવશે એવી કોઇને શંકા પણ પડતી નથી.

ઉપર પ્રમાણે થોડો ઘણો વખત ચાલ્યા બાદ દરદીને થોડી થોડી ખાંસી જણાવા માંડે છે કે જે થોડો વખત રહીને શાંત પડી જાય છે અને પાછી થોડા દીવસ બાદ જણાઈ આવે છે અને આ પ્રમાણે

એ ત્રણ ઉથલાને અંતે ખાંસી ઘર કરીને રહે છે. ઉપર પ્રમાણે ખાંસીની સાથે દરદીને પ્રસંગોપાત થોડો થોડો તાવ પણ આવી જાય છે અને શરૂઆતમાં તે પણ થોડા થોડા દીવસને આંતરે આવી જઈ થોડો વખત અદ્રસ્ય થઈ જાય છે, પણ બે ચાર ઉથલાને અંતે તાવ પણ ખાંસીની પેઠે જડમૂળ ઘાલીને ચાલુ રહેવા પામે છે એટલે કે વ્યાધિ શરૂ થયા બાદ થોડા વખતમાં ખાંસી અને તાવ એ મુખ્ય લક્ષણો જણાય છે. શરૂઆતમાં ખાંસી લુખી અને ખાલી આવે છે પણ તે ત્રાસદાયક સ્વરૂપમાં હોય છે એટલે કે આખો દીવસ ખોંખોં કરીને દીરદી ત્રાસ પામે છે એટલું જ નહીં પણ ખાંસીને લીધે દરદીને રાત્રીએ પુરી ઉંઘ પણ આવતી નથી તેમ જ કોઈ કોઈ વાર ઉપરા ઉપરી ખાંસી આવવાના લીધે દરદીને વખતો વખત ઉલટીઓ પણ થઈ આવે છે અને થોડો ઘણો ખોરાક જે લેવાયો હોય છે તે પણ નીકળી જાય છે. બીજું ઉપર પ્રમાણે દરદીને ત્રાસદાયક અને આખો દીવસ ખાંસી આવ્યા કરે છે તો પણ શરૂઆતમાં ખાંસીને અંતે જરા પણ કફ પડતો નથી પણ ઘણી ખાંસી આવ્યા બાદ આખરે થોડું ફીણ જેવું થુંક કફના બદલે પડે છે.

બીજું આ વ્યાધિ લાગુ થયા પછી દરદીને જે તાવ લાગુ પડી આવે છે તે ઘણો જ હઠીલો તાવ હોય છે એટલે એક વખત લાગુ થયા પછી તે ગમે તે ઉપાયે હઠતો નથી. શરૂઆતમાં તાવ ચડ ઉતરતો હોય છે એટલે ઘણુંકરીને બપોરના વખતમાં સેજસાજ ટાઢ આવીને અગરતો એમને એમ તાવ ચડવા માંડે છે અને સાંજ સુધીમાં જેટલો ચડવાનો હોય તેટલો ચડી જઈ તે પ્રમાણે અર્ધી રાત્રી સુધી શરીરમાં ભર્યો રહી પાછલી રાત્રીના વખતમાં પસીનો વળીને તાવ ઉતરવા માંડે છે અને સવાર સુધીમાં ખુબ પસીનો વળીને તાવ ઉતરી જાય છે અને દરદીનું શરીર ઠંડુંગાર થઈ જાય છે અને પાછો બીજે દીવસે બપોરના અગાઉની પેઠે ચડી આવીને હમેશની માફક થયા કરે છે.

ઉપર પ્રમાણે તાવ અને ખાંસી એ બે લક્ષણો દ્રઢ થયા પછી

ફેફસાંની અંદર દીવસે દીવસે વિકૃતિ વધારે ને વધારે થતી જાય છે અને તે વિકૃતિના પ્રમાણમાં તાવ અને ખાંસી એ ઉપદ્રવો પણ વધારે ને વધારે તીવ્ર થતા જાય છે તેમ જ ક્ષયરોગનાં બીજાં લક્ષણો પણ દીવસે દીવસે એક પછી એક સતેજ થતાં જાય છે.

ખાંસી અને તાવ એ ચાર મહીના સાધારણ સ્વરૂપમાં રહ્યાબાદ તે બંને લક્ષણો તીવ્ર સ્વરૂપ ધારણ કરે છે. આ વખતની ખાંસી અગાઉની પેઠે ખાલી આવતી નથી પણ જરા ભરેલી હોય છે એટલે આ વખતે થોડા ઘણા પ્રમાણમાં પીળાશ અગર લીલાશ પડતો અગર રતાશ પડતો અને ચીકણો કફ પડવો શરૂ થાય છે અને દીવસે દીવસે કફનું પ્રમાણ વધતું જાય છે. બીજું ખાંસીની પેઠે આ વખતે તાવનું પ્રમાણ પણ વધતું જાય છે એટલે કે તાવ કે જે પ્રથમ ચડઉતરનો જણાતો હતો તે હવે રીમીટન્ટ Remittent સતત જ્વરનું સ્વરૂપ ધારણ કરે છે એટલે કે શરીરમાંથી તદ્દન નિર્મુળ નહીં થતાં આખો દીવસ શરીરમાં ઓછો વધતો ભર્યો જ રહે છે અને લગભગ ૧૦૦ ડીગ્રી થી ૧૦૩ કે ૧૦૪ ડીગ્રી જેટલો રહ્યા કરે છે એટલે કે વધીને ૧૦૩ કે ૧૦૪ ડીગ્રી જેટલો થઇ જાય છે અને ઘટીને ૧૦૦ અથવા ૧૦૧ ડીગ્રી જેટલો થઇ જાય છે પણ અગાઉની પેઠે તદ્દન ઉતરી જતો નથી અને તેથી દરદીનું શરીર હમેશાં બળતી સગડીમાં રહેતું હોય તેમ તપ્યા કરે છે અને પરિણામે શરીર ઝપાટાબંધ ઘસાતું જાય છે.

બીજું આ વ્યાધિ દરમ્યાન કોઈ કોઈ દરદીને શરૂઆતમાં જ છાતીમાંથી થોડું ઘણું લોહી પડીને વ્યાધિ શરૂ થાય છે અને કોઈ કોઈ દરદીને વ્યાધિ દરમ્યાન વખતો વખત થોડું ઘણું લોહી બળખાની સાથે વારંવાર પડયા કરે છે અને કોઇ કોઈ દરદીને વ્યાધિના સખત સ્વરૂપમાં ફેફસાંની અંદરની કોઇ મોટી નસ તુટવાના લીધે કોઈ કોઈ વાર મોટા જથ્થામાં પણ લોહી પડતું જોવામાં આવે છે. આ વખતના વધારે પ્રમાણમાં લોહી પડવાને લીધે દરદી મોટી આફતમાં આવી પડેલો જોવામાં આવે છે અને કોઈ કોઈ વાર તે જ અરસામાં દરદી ગુજરી પણ જાય છે.

ક્ષયરોગનો તાવ લાગુ પડયા પછી દરદીને પસીનો બહુ જ વધી આવે છે કે જે કોઈ પણ ઉપાયે શાંત પડતો નથી. પસીનાથી દરદી રેબઝેબ થઈ જાય છે અને જાણે શરીરમાંથી પસીનાના ઝરણાં છુટતાં હોય તેમ દરદી પસીનાથી ન્હાઈ રહે છે અને તેનાં કપડાં તથા પથારી વીગેરે ભીનાં થઈ જાય છે. પસીનાથી દરદી બહુ જ ત્રાસ પામે છે અને લુગડાં બદલી બદલીને થાકી જાય છે.

બીજું આ વ્યાધિની એક ખાસીયત એ છે કે શરૂઆતથી જ દરદી દીવસે દીવસે દુબળો પડતો જાય છે અને વ્યાધિ જેમ જેમ વધતો જાય છે અને તાવ તથા ખાંસીનું જોર વધતું જાય છે તેમ તેમ દરદી વધારે ને વધારે દુબળો થતો જાય છે. આખરે દરદીના માંસ તથા લોહી સુકાઈ જઈ દરદી માત્ર હાડપીંજર જેવો થઈ જાય છે અને દરદીનો દેખાવ ભયાનક જણાય છે.

બીજું આ વ્યાધિ લાગુ થતાં શરૂઆતથીજ દરદીની જઠરાગ્નિ ઉત્તરોત્તર મંદ થતી આવે છે અને દીનપર દીન દરદીથી ખોરાક કમીને કમી લેવાતો જાય છે તેમજ ખોરાકની અરૂચી પણ જણાય છે અને જોકે કોઈ કોઇવાર દરદીને ખાવાની આકાંક્ષા વધેલી જણાય છે અને આડીઅવળી ચીજો ખાવાનું મન કરે છે તોપણ ખાવાનું આપતાં તે થોડું ઘણું પણ ખાઈ શકતો નથી અને તેમ છતાં જો કાંઈપણ વધારે પડતું લેવાય તો પેટમાં દુઃખાવો થઈ આવે છે અગર તો ઝાડો થઇ આવે છે.

ક્ષયરોગની શરૂઆતથીજ દરદીના શરીરમાં થોડી ઘણી ફીકાશ આવતી જાય છે અને ફીકાશની સાથે દરદીનું શરીર દીવસે દીવસે સુકાતું જતું હોવાથી દરદીનો દેખાવ ભયાનકરૂપ ધારણ કરે છે. દરદીનો ચહેરો લેવાઇ ગયેલો, ચિન્તાતુર અને ફીકંકો જણાય છે. ગાલ તદ્દન અંદર બેસી ગયેલા જોવામાં આવે છે. નાકની દાંડી બહાર પડતી તરી આવે છે, આંખો જોકે ચળકાટવાળી હોય છે તોપણ ઉંડી ઉતરી ગયેલી જોવામાં આવે છે. દરદીનો અવાજ બેસી ગયેલો અને ઘોઘરો

જણાય છે. દરદીની જીભ લાલાશ પડતી થઇ રહે છે, અને મોઢાં તથા ગળાના ભાગમાં જાણે મોઢું આવી ગયું હોય તેમ થુલીયા જેવું ધોળાસ પડતું જોવામાં આવે છે તેમજ દરદીના દાંતના પેઢાં ઉપર એક લાલ રંગની લીટી જેવું gingival line થઈ આવે છે. દરદીનો શ્વાસ ગંધાય છે. દરદીના વાળ ખરી પડે છે, દરદીના હાથ પગના તળીયામાં ઓછી વધતી બળતરા જણાય છે તેમજ દરદીની આંગળીના ટેરવાંઓ જરા જાડાં અને ગોળાકાર બુઠ્ઠાં થઈ ગયેલાં અને નખ ઉપર વળેલા અને જુદા પડી ગયેલા જોવામાં આવે છે. ટુંકામાં દરદીનો બધો દેખાવ ભયાનક લાગે છે.

ઉપર પ્રમાણે આઠ, દસ કે બાર મહીના કે તેથી ઓછા વખત સુધી ચાલ્યા બાદ દરદીની સ્થિતિ ઉત્તરોત્તર બગડતી જાય છે. દરદીને કાયમ તાવ ભર્યો રહે છે અને જરા જરા વખતમાં દરદીને શ્વાસ ચડી આવે છે. તથા ખાંસી પણ ત્રાસદાયક રૂપમાં હોય છે. આ વખતે દરદીને ખાંસીની સાથે પુષ્કળ પ્રમાણમાં પરૂના જેવા અને જાડા પીળા રંગના ગળફા પડે છે અને તે સાથે ફેફસાંની અંદરના સડી ગયેલા ભાગના તંતુઓ Elastic tissues પણ પડે છે અને તે વખતના ગળફા ભારે હોવાથી પાણીમાં નાખતાં ડૂબી જાય છે અને આકૃતિમાં સીક્કાના જેવા ગોળાકાર હોય છે.

આ વખતે દરદીની સ્થિતિ બહુજ જોખમકારક હોય છે અને ક્ષયરોગના બધાં લક્ષણો પુર્ણ જોસમાં આવી ગયેલાં હોય છે પણ જ્યાં સુધી દરદીને આખરનો ઝાડો થતો નથી ત્યાં સુધી કેટલીકવાર તેનું જીવન લંબાય છે પણ જ્યારે આખરે દરદીને ઝાડો થઈ આવે છે ત્યારે દરદીની આશા મૂકાય છે. બીજું આ દરદીનો ઝાડો પણ કેટલીકવાર લંબાય છે અને દરદીને હાથે પગે અને મોઢે સહેજ સોજા જેવું થઈ આવે છે અને તે પણ એક ખરાબ ચિન્હ છે. આ પ્રમાણે થોડા ઘણા દીવસ ચાલ્યા બાદ દરદીને ન્યુમોનીયા જેવું થઈ આવી અગર તો સાધારણ શ્વાસ થઇ આવી દરદી બોલતાં ચાલતાં ગુજરી

જાય છે. કેટલીકવાર તો દરદી પાંચ દસ મીનીટ પહેલાં વાતો કરતો હોય છે એટલામાંજ બેચાર ડચકાં ભરીને પ્રાણ ત્યાગ કરે છે. આ પ્રમાણે આખર સુધી દરદી પોતે મરી જશે એમ માનતો નથી પણ જો તેની ખાંસી અને તાવ જાય તો તેને કાંઇ નથી એવી આશામાં ને આશામાં બીચારો દુખી થઇને છેવટે મૃત્યુને શરણ થાય છે.

ઉપર કહ્યા પ્રમાણે ક્ષયરોગનો સામાન્ય ક્રમ છે એટલે કે દરેક ક્ષયરોગીને ઉપર કહ્યા પ્રમાણે સ્થિતિમાંથી પસાર થવું પડે છે અને તે હકીકત પરથી આપણને સહેજ સમજાય છે કે ક્ષયરોગના નીચે કહેલાં મૂખ્ય લક્ષણો હોવા સંભવ છેઃ—

શરીરનું દીવસે દીવસે દુબળુ પડતું જવું, અગ્નિમાંદ્યતા, ખોરાકની અરૂચી, જીર્ણજ્વર, ખાંસી, શ્વાસ, છાતીમાંથી લોહીનું પડવું, ઓછા વધતા પ્રમાણમાં કફ અગર ગળફાનું પડવું, છાતી અગર પડખાના ભાગમાં થોડી ઘણી પીડા થવી, હાથ પગના તળીયાંમાં દાહ, તે શીવાય તૃષા, મોળ, ઉલટી, ક્વચિત ક્વચિત પેટમાં દુઃખાવો થઈ આવવો, રાત્રીએ તેમ જ દીવસે ખુબ પસીનો વળવો, અશક્તિ, સુસ્તી, મોઢું આવી જવું, મોઢાનો શ્વાસ ગંધાવો, આંગળીયોના છેડા જરા જાડા અને બુઠ્ઠા થઈ જવા, તેમ જ નખ છુટા પડી જઈ ગોળાકાર તથા વાંકાં ચુંકા થઈ જવા અને આખરે ઝાડો થઈ જવો એ મુખ્ય લક્ષણો છે.

જો કે ઉપર કહ્યા પ્રણાણે ક્ષયરોગના મુખ્ય મુખ્ય અને સામાન્ય લક્ષણો છે તેમજ તે પૈકી દરેક લક્ષણો દરેક દરદીને વહેલા મોડા તેમજ ઓછા વધતા પ્રમાણમાં જણાય છે, પણ તે દરેક લક્ષણો ક્ષયરોગ બરોબર લાગુ થયા પછીજ સંપૂર્ણ સ્વરૂપમાં બહાર પડે છે એટલે તે દરેક લક્ષણો ક્ષયરોગની શરૂઆતમાં એકી સાથે તેમજ એક સરખાં જણાતાં નથી પણ વ્યાધિના વધવાના પ્રમાણમાં એક પછી એક જણાવા માંડે છે. સામાન્ય રીતે ક્ષયરોગ શરૂ થતાં તેનાં પુર્વ રૂપ તરીકે ઉપર કહેલાં લક્ષણો પૈકી કેટલાંક લક્ષણો

અમુક વખત બહુજ સુક્ષ્મ રીતે ક્ષયરોગ થયાની અગર શરૂ થાય છે તેની ચેતવણી રૂપ જણાય છે કે જેનો તાત્કાલીક ઉપાય કરવામાં આવે તો કેટલેક દરજ્જે વ્યાધિ અટકી શકે છે. આ ચેતવણીરૂપ લક્ષણો જણાવવાના વખતને વિદ્વાનો ક્ષયરોગની પુર્વાવસ્થાનો અગર Pre-Tubercular Stage કહે છે અને સામાન્ય અનુભવ પ્રમાણે આ શરૂઆતનો વખત વ્યાધિ અટકાવવાનો યોગ્ય વખત હોઇ તે વિષેની સંપૂર્ણ હકીકત જાણવાની ખાસ જરૂર છે અને તેની સામાન્ય સમજ નીચે પ્રમાણે છેઃ—

**ક્ષય રોગની પૂર્વાવસ્થા**–The Pre-Tubercular Stage ઉપરની હકીકત પરથી સમજાય છે કે ખરેખરો ક્ષયરોગ બહાર પડયા પહેલાં તેના પૂર્વરૂપ તરીકે કેટલાંક લક્ષણો જણાય છે, કે જે લક્ષણો ક્ષયરોગની પૂર્વાવસ્થાના લક્ષણો ગણાય છે. બીજું વિદ્વાનોએ જેમ ખરેખરા ક્ષયરોગની તીવ્રતા તથા ફેફસાંની અંદરની સ્થાનિક વિકૃતિ પ્રમાણે તેના કેટલાક દરજ્જાઓ પાડેલા છે તેવીજ રીતે ક્ષયરોગની પૂર્વાવસ્થાનાં પણ નીચે પ્રમાણે મુખ્ય બે દરજ્જાઓ પાડેલા છે, જેવા કેઃ—

૧. The latent or closed Pretubercular stage–ક્ષય રોગની પુર્વાવસ્થાનો પહેલો દરજ્જો અથવા ગુપ્તકાળ.

૨. The Open Pretubercular Stage-ક્ષયરોગની પુર્વાવસ્થાનો બીજો દરજ્જો અથવા ક્ષયરોગ શરૂ થતી વખતનો બીજો દરજ્જો.

ઉપર કહેલા બન્ને દરજ્જાઓ પૈકી પહેલા દરજ્જામાં જોકે ક્ષય રોગ શરૂ થયેલો હોતો નથી પણ તેમાંથી ક્ષયરોગ લાગુ પડી આવવાનો સંભવ અગર ધાસ્તિ રહે છે. બીજા દરજ્જામાં ક્ષયરોગની શંકા પડતી રીતે થોડી ઘણી શરૂઆત થયેલી હોય છે.

**ક્ષયરોગની પુર્વાવસ્થાનો પહેલો દરજ્જો અથવા ગુપ્તકાળ The latent or closed Pretubercular Stage**—

ક્ષયરોગના આ દરજ્જામાં સામાન્ય રીતે જે બાળકોને પોતાના માબાપ તરફથી ક્ષયરોગનો ચેપ વારસામાં મળેલો હોય અગર તો જેને પાછળથી બાલ્યાવસ્થામાં બીજી કોઈ પણ રીતે ક્ષયરોગનો ચેપ લાગુ પડવા પામ્યો હોય તેનો સમાવેશ થાય છે અને તેની સામાન્ય મુદત બચપણથી તે અઢાર વીશ વર્ષની ઉમર થાય ત્યાં સુધીની ગણાય છે. એટલે કે તેટલી લાંબી મુદત દરમ્યાન ક્ષયરોગનો ચેપ ગુપ્તપણે શરીરમાં રહેવા પામી તે મુદત દરમ્યાન ગમે ત્યારે અગર તો તે મુદત પરી થયા બાદ એટલે કે જુવાનીની શરૂઆતમાં અગર તો ત્યારબાદ ગમે ત્યારે અનુકુળ સંજોગો મળતાં ક્ષયરોગને જન્મ આપે છે. ઉપર પ્રમાણે ક્ષયરોગનો ચેપ શરીરમાં ગુપ્તપણે રહેવાના વખતને ક્ષયરોગની પૂર્વાવસ્થાનો ગુપ્તકાળ કહેવામાં આવે છે. ઉપર કહ્યા પ્રમાણે જન્મથીજ અગર પાછળથી માબાપના સંસર્ગ દોષથી અગર તો બીજી ગમે તે રીતે ક્ષયરોગનો ચેપ શરીરમાં દાખલ થયા પછી જો કે તાત્કાલિક ક્ષયરોગ પેદા થતો નથી પણ અમુક વખત તે ચેપ શરીરમાં ગુપ્તપણે પડી રહેવા પામી ક્રમે ક્રમે શરીરને દુષિત કરતો રહે છે અને જ્યારે તેને બીજા અનુકુળ સંજોગો મળી આવે છે એટલે કે બીજા સહાયકારી કારણોનો યોગ થાય છે ત્યારે વ્યાધિની શરૂઆત થાય છે અને આ પ્રમાણેના વચગાળાના વખતને એટલે કે ક્ષયરોગનો ચેપ શરીરમાં દાખલ થઇને ક્ષયરોગ શરૂ થાય તેટલા વખતને ક્ષયરોગની પૂર્વાવસ્થાનો પહેલો દરજ્જો અથવા ગુપ્તકાળ કહેવામાં આવે છે.

જોકે વિદ્વાનોએ ક્ષયરોગની પૂર્વાવસ્થાના ઉપર પ્રમાણે બે દરજ્જાઓ પાડેલા છે પણ તે પૈકી પહેલા દરજ્જામાં કોઈ પણ જાતનાં ખાસ લક્ષણો જોવામાં આવતાં નથી કે જેના પરથી અનુમાન થઇ શકે, પણ માત્ર તેવા ક્ષયરોગના ચેપયુકત છોકરાંઓની તબીયત જન્મથીજ મુલાયમ રહેવા પામે છે તેમજ તેનું શરીર હમેશાં નરમ ગરમ રહે છે તેમજ સાધારણ પરિશ્રમના અંતે પણ તેનું શરીર

બગડી આવે છે, તેમજ બચપણમાં કેટલાક વ્યાધિઓ જેવા કે શીળી, ઓરી, અછબડા, સસણી, મોટી ઉધરસ, તથા બ્રોન્કોન્યુમોનીયા, વીગેરે વ્યાધિઓ સેજસાજ કારણથી અગર સેજસાજ ચેપથી તેમના પર જલદી અને સખત હુમલો કરે છે, એટલુંજ નહીં પણું તેના પરિણામે આવા છોકરાઓના શરીરમાં નબળાઈ પણ વધારે પ્રમાણમાં આવી જવા પામી લાંબો વખત ચાલુ રહે છે.

ઉપર કહ્યા પ્રમાણે બાળકોના શરીર નરમ ગરમ રહેતાં તેમજ ઉપર કહ્યા પ્રમાણે તેવા બાળકોને માબાપ તરફથી અગરતો પાછળથી ક્ષયરોગનો ચેપ કોઈ પણ રીતે લાગેલો હોવાનું જાણવામાં આવતાં તેવાં બાળકોની આવી મુલાયમ તેમજ સેજસાજ કારણથી બગડી આવતી તબીયત ક્ષયરોગના ચેપના પરિણામે હશે અગર તો હોવી જોઈએ એમ વિચિક્ષણ ચિકિત્સકો અનુમાનથી કહી શકે છે અને તેવા છોકરાંઓની બચપણથીજ કાળજી રાખવાની ભલામણ કરતા રહે છે.

ક્ષયરોગની પુર્વાવસ્થા બીજો દરજ્જો અથવા ક્ષયરોગ શરૂ થતી વખતનો દરજ્જો The open Pre-Tubercular Stage—આ દરજ્જામાં જન્મથી અગર પાછળથી શરીરમાં પ્રવેશ થવા પામેલો ક્ષયરોગનો ચેપ અમુક વખત શરીરમાં ગુપ્તપણે પડી રહેવા પામે છે અને તે દરમ્યાનને ચેપના લીધે દરદીનું લોહી ક્રમે ક્રમે દુષિત થતું રહે છે અને અમુક વખત તે પ્રમાણે દરદીનું લોહી દુષિત થવા પામ્યા બાદ ક્ષય રોગની ચેતવણી રૂપ અમુક અમુક લક્ષણો સુક્ષ્મ સ્વરૂપમાં એક પછી એક દેખાવા માંડે છે, એટલે કે આ દરજ્જામાં શક પડતી રીતે ક્ષયરોગની શરૂઆત થયેલી હોય છે અને અમુક અમુક લક્ષણો તો સુક્ષ્મ સ્વરૂપમાં તેના ક્ષયરોગના પૂર્વરૂપ તરીકે દેખાવા માંડયાં પણ હોય છે; પણ માત્ર ફેફસાંની અંદર જાણી શકાય તેટલી અને તેવી વિકૃતિ થવા પામી હોતી નથી. ક્ષયરોગની પુર્વાવસ્થાનો આ એક મુખ્ય દરજ્જો છે અને આપણે અત્રે આ

પુસ્તકમાં ખાસ તેનો વિચાર કરવાનો છે. આ દરજ્જાનો સામાન્ય સમય ૧૮ થી ૩૫ વર્ષની ઉમર સુધીનો ગણાય છે, જો કે આગળ પાછળ બીજા ગમે તે વખતે ક્ષયરોગ લાગુ પડી આવતો જોવામાં આવે છે તો પણ તેનો ખાસ વખત ઉપર કહ્યા પ્રમાણેનો ગણાય છે. ક્ષયરોગનો આ દરજ્જો બહુજ મહત્વનો ગણાય છે એટલુંજ નહીં પણ ક્ષયરોગની ખરેખરી અને અસરકારક ચિકિત્સા કરવાનો પણ આજ વખત છે. અને તેટલા માટે વિદ્વાનોએ આ દરજ્જાનું બરોબર નિદાન કરવા આગ્રહપૂર્વક કહેલું છે કારણકે આ બાબત હાથમાંથી ગયા બાદ કોઇ પણ ઉપાય કામ લાગતો નથી. ઉપર કહ્યા પ્રમાણે આ દરજ્જો બરોબર વખતસર જાણવાની જરૂર હોઈ તેની સંપૂર્ણ હકીકત જાણવાની જરૂર છે, અને તેની સામાન્ય સમજ નીચે પ્રમાણે વિગતવાર આપવામાં આવી છેઃ—

**ક્ષયરોગની શરૂઆતમાં જણાતાં કેટલાંક શક પડતાં કારણો** Suspicious symptoms of the Pre-Tubercular Stage ક્ષયરોગ શરૂ થતાં જે કેટલાંક લક્ષણો સામાન્ય રીતે જણાય તે અને જેના પરથી ક્ષયરોગની શંકા લેવાનું કારણ મળે છે તેની સામાન્ય હકીકત નીચે પ્રમાણે છેઃ—

ક્ષયરોગ શરૂ થતાં કેટલાક એવાં લક્ષણો જણાય છે કે જેમાંના એક અગર વધારેની હાજરીથી ક્ષયરોગની શંકા લેવાનું કારણ મળે છે. ઉપર કહેલાં લક્ષણો પૈકી નીચેનાં લક્ષણો ધ્યાનમાં લેવા જેવાં છેઃ—

(એ) બહુજ સુક્ષ્મ પ્રકારની અને કોઈના ખ્યાલમાં ન આવે તેવી ખાંસી. ક્ષયરોગ શરૂ થતા સામાન્ય રીતે દરદીને સેજસાજ ખાંસી જેવું જણાય છે, અને તે ઘણું કરીને દરદીને સવારના વખતમાં સેજસાજ ઠણકા રૂપે જણાય છે. આ ખાંસી એવીતો સુક્ષ્મ રૂપમાં હોય છે કે દરદીને તેમજ ઘરનાં મનુષ્યોને તેની ખબર હોતી નથી પણ માત્ર દરદીને બારીકીથી પુછીયે કે તમોને સવારમાં ઉઠતાં કાંઇ

ઉધરસના ઠણકા જેવું જણાય છે કે કેમ ? અને ત્યારેજ દરદીનું પણ ધ્યાન ખેંચાય છે.

ખાંસી માટે વિદ્વાન દાકતર વીલસનનો અભિપ્રાય એ છે કે જ્યારે જ્યારે દરદીને સુક્ષ્મ પ્રકારની પણ હઠીલી એટલે કે નિયમિત રીતે હમેશાં સવારના પહોરમાં ખાંસી જેવું જણાતું હોય તેમજ તેની સાથે સવારના વખતમાં નિયમ કરતાં પણ ઓછા પ્રમાણમાં શરીરની ગરમી રહેતી હોય એટલે કે ૯૮-૫ કરતાં પણ ઓછી ગરમી રહેતી હોય અગર તો બપોરના વખતમાં સેજસાજ તાવ જેવું જણાતું હોય તો પછી ક્ષયરોગનો શક લાવી દરદીના શરીરની બારીક તપાસ કરવી જોઇએ.

(બી) ધીમે ધીમે શરીરનું તેમજ મનોબળનું ઘટતું જવું. ક્ષય રોગ શરૂ થતાં દીવસે દીવસે શરીરમાં અશક્તિ આવતી જાય છે એટલું નહીં પણ દરદીનું મનોબળ પણ ઘટતું જાય છે. એટલે કે તેનામાં કોઇ પણ જાતનું કામ કરવાને શારીરિક તેમજ માનસિક બળ જોઈએ તેવું રહેતું નથી. એટલે કે તે દીવસે દીવસે કમિ થતાં આવે છે.

(સી) ધીમે ધીમે શરીરનું ઘસાતાજવું. ક્ષયરોગ શરૂ થતાં ધીમે ધીમે દરદીનું વજન ઘટતું જાય છે. આ વજન એવી રીતે ઘટતું જાય છે કે કેટલાક દરદીને ખબર પડતી નથી પણ માત્ર લાંબે વખતે અને તે પણ વજન કરવાથી ખબર પડે છે.

(ડી) બહુજ સુક્ષ્મ પ્રમાણમાં પણ નિયમિત રીતે બપોરના વખતમાં શરીરની ગરમી વધી આવવી. એટલે સેજસાજ તાવ જેવું જણાવું.

(ઇ) સાધારણ નિયમ કરતાં સેજસાજ નાડીના વેગનું વધવું. જોકે સામાન્ય રીતે ક્ષયરોગ ખરેખરો બહાર પડયા પછીજ નાડીનો વેગ વધે છે છતાં પણ કેટલીક વાર પુર્વાવસ્થામાં પણ સેજસાજ નાડીનો વેગ વધવા પામે છે.

(એફ) ક્ષયરોગ શરૂ થતાં દરદીને સેજસાજ મહેનતનું કામ કરતાં પણ થોડો ઘણો પણ શ્વાસ ચડી આવે છે કે જે તેને નિરોગી અવસ્થામાં બીલકુલ જણાતો નથી.

(જી) ક્ષયરોગ શરૂ થતાં દરદીની જઠરાગ્નિ ધીમે ધીમે મં થતી આવે છે તેમજ તેની સાથે પાચનક્રિયાને લગતા બીજા ઉપદ્રવે પણ જણાવા માંડે છે.

(એચ) ક્ષયરોગ શરૂ થતાં દરદીને છાતીના ભાગમાં થોડે ઘણો દુખાવો જણાવા માંડે છે. અને દુઃખાવો જણાતાં દરદી ધ્યાન ખેંચાય છે કે તેને કાંઈ દરદ થયું છે. ઘણું કરીને આ દુઃખાવો ક્ષયરોગ શરૂ થતાં એટલે કે ફેફસામાં થોડી ઘણી સ્થાનિ વિકૃતિ શરૂ થતાં જણાવા માંડે છે અને બારીક તપાસ કરતાં તે કાંઈક જણાય છે.

ઉપર કહેલાં લક્ષણો શીવાય મોઢેથી લોહીનું પડવું એ ક્ષય રોગની શરૂઆતનું એક મોટામાં મોટું લક્ષણ છે. સામાન્ય રી ઘણાં દરદીઓને શરૂઆતમાં થોડું ઘણું લોહી પડીને વ્યાધિ શરૂ થા છે. કેટલાકને તો માત્ર લોહી નહીં જેવું એટલે કે માત્ર લોહીન અંશથી ખરડાયેલો ગળફોજ પડે છે અને કોઈ કોઇને સેજ વધા પડે છે. ઉપર પ્રમાણે લોહી માત્ર અંશ રૂપે પડયું હોય અગર તો સે વધારે પ્રમાણમાં પડયું હોય તો પણ તે ક્ષયરોગ શરૂ થયાની એ નીશાની છે એટલે કે ફેફસામાં કોઇ પણ સ્થાનિક વિકૃતી શરૂ થયા લક્ષણ છે. જો કે ફેફસાંની સ્થાનિક તપાસ કરતાં કાંઇ પણ જણા ન હોય તેમજ દરદી બીજી રીતે તંદુરસ્ત હોય તો પણ તે ક્ષયરોગ શરૂઆતનું લક્ષણ છે. આ પ્રમાણે ઘણું કરીને હોવા સંભવ તો પણ કોઇ કોઈ વાર શ્વાસમાગના ઉપરના કોઈ સ્થળેથી તેમ હૃદયના કોઈ પણ વ્યાધિથી પણ કોઈ કોઈ વાર લોહી પડવા સંભ છે માટે તેનો પ્રથમ તપાસ કરવો અને જો તેવું કાંઈ પણ કાર જોવામાં ન આવે તો તે ક્ષયરોગના એક પુર્વ રૂપનું લક્ષણ હે

છે એમ માનવાને સબળ કારણ મળે છે. માટે જ્યારે જ્યારે કોઈ પણ દરદીને તે પ્રમાણે ઓછા વધતા પ્રમાણમાં લોહી પડે તો તરતજ તેની તપાસ કરવી જોઇએ.

ઉપર કહ્યા પ્રમાણે ક્ષયરોગની પુર્વાવસ્થાનાં મુખ્ય લક્ષણો છે તો પણ તે પૈકી દાકતર સ્મોટીસના મત પ્રમાણે નીચેના ચાર પાંચ લક્ષણો મુખ્ય છે. જેવાં કે ૧. વેગયુકત નાડી એટલે કે નિયમ કરતાં સહેજ વધારે સતેજ નાડી, ૨. બપોરના વખતમાં શરીરની ગરમીનું સેજસાજ વધવું એટલે કે સાધારણ જીર્ણજ્વર જેવું જણાવું, ૩. દીનપરદીન શરીરનું વજન કમિ થતા જવું, ૪. સાધારણ સુક્ષ્મ પ્રકારની ખાંસી, અને ૫. શકિતનું ઘટવું.

ઉપર પ્રમાણેનાં પાંચ લક્ષણો મુખ્ય છે અને તે પૈકીનાં બે અગર ત્રણ લક્ષણો લાંબો વખત ચાલુ રહેવા પામે તો પછી તે દરદીના શરીરની ખાસ તપાસ કરાવવી જોઇએ.

ઉપરના લક્ષણો ઉપરાંત બીજા પણ કેટલાંક લક્ષણો છે કે જે વધારે વખત ચાલુ રહેવા પામે તો તેની પણ ખાસ તપાસ કરાવવી જોઈએ, કારણ કે વિદ્વાન દાકતર Lawrason Brown લોરેસન બ્રાઉનનું કહેવું એ છે કે ક્ષયરોગ એક એવો વ્યાધિ છે કે તેના નિદાન માટે ખાસ કરીને તેમાં જણાતાં નજીવાં તેમજ ભારે લક્ષણો પરજ આધાર રાખવો પડે છે એટલે કે બીજા વ્યાધિઓનું નિદાન બીજી રીતે પણ થઈ શકે છે, જ્યારે ક્ષયરોગના પ્રાથમીક નિદાન માટે તો ખાસ કરીને કેટલાંક લક્ષણો પર જ આધાર રાખવો પડે છે. ઉપર કહેલાં બીજાં સામાન્ય લક્ષણો નીચે પ્રમાણે છે:—

૧. સાધારણ શરદી લાગવાથી, અગર તો સાધારણ ભીનાશથી અગર તો સાધારણ ઠંડો પવન લાગવાથી ટાઢની ચમકારી જેવું જણાઈ આવવું. ૨ અયોગ્ય પ્રમાણમાં સ્નાયુઓની તેમ જ મજ્જાતંતુઓની શિથિલતા. ૩. સાંધાઓમાં દુઃખાવો અગર સાંધાઓનું જકડાઈ જવું, ૪. સ્ત્રીઓને સાધારણ પ્રમાણમાં અનાર્તવ જેવું જણાવું,

૫. સાધારણ પરિશ્રમના અંતે પસીનો વળવો. ૬. શરીરમાં ફીકાશ આવી જવી, ૭ વખતો વખત શરદી અગર સળેખમ થઈ આવવું, ૮ વખતો વખત સાદનું બેસી જવું અગર તો એકાદ વખત સાદ બેસી જઇને લાંબો વખત ચાલવો. ૯ અગ્નિમાંદ્યતા તેમ જ પાચન ક્રિયાને લગતાં બીજા કેટલાક ઉપદ્રવોનું જણાવું વીગેરે લક્ષણો ઉપર કહેલાં લક્ષણો ઉપરાંત પણ ક્ષયરોગની શરૂઆતમાં દરદીને જણાય છે.

ઉપર કહેલાં લક્ષણો શીવાય દરદીના લોહીમાં મેલેરીયાની કાંઇ પણ અસર છે કે નહીં તેની પણ તપાસ કરાવવી જોઇએ કારણકે કેટલીક વાર ભુલથી ઉપર કહેલાં લક્ષણો મેલેરીયાની અસરના લીધે હશે એમ માનીને મેલેરીયાના ઉપચારો કરવામાં આવે છે જ્યારે ખરૂં જોતાં કેટલીક વાર તે લક્ષણો ક્ષયરોગની શરૂઆતનાં હોય છે.

## ક્ષયરોગની પૂર્વાવસ્થાનાં કેટલાંક મહત્વનાં લક્ષણોનું વર્ણન.

More common symptoms of the Pre-tubercular stage in detail.

ક્ષયરોગની પૂર્વાવસ્થાના કેટલાંક ઉપયોગી લક્ષણોની હકીકત આપણે ઉપર આપી ગયા છીએ પણ તે પૈકી કેટલાંક લક્ષણો બહુ જ ધ્યાનમાં રાખવા જેવાં હોઈ તે વિષેની વિગતવાર હકીકત જાણુવાની ખાસ જરૂર છે અને તેની સામાન્ય સમજ નીચે પ્રમાણે છેઃ—

**વારંવાર શરદી અગર સળેખમનું થઈ આવવું—A constant succession of colds or Nasal catarrh—**શરદી અગર સળેખમ એ એક બહુ જ સાધારણ વ્યાધિ છે અને દરેક મનુષ્યને વર્ષમાં બે ત્રણ વખત લાગુ પડી આવવાનો સંભવ છે તો પણ જો તે વખતો વખત થોડા થોડા અંતરે થઈ આવે અગરતો

એક વખત થઈ આવી લાંબો વખત ચાલુ રહેવા પામે તો તે એક શંકાસ્પદ વાત છે એટલે કે તે કોઇ ગુપ્ત કારણને લીધે થઈ આવતું હશે એમ માનવું જોઇએ અને તેનું ખાસ કારણ શોધી કાઢવું જોઇએ કારણ કે તે અનેક કારણોને લીધે થઇઆવવા પણ સંભવ છે.

વિદ્વાનોની માન્યતા એવી છે કે જે મનુષ્યોના શરીરમાં કાંઇ પણ અંશે ક્ષયરોગનાં જંતુજન્ય વિષનો Toxin યોગ થવા પામ્યો હોય તેમને વખતો વખત સહેજસાજ કારણથી સળેખમ થઈ આવવાનો સંભવ છે, માટે જે મનુષ્યને સહેજસાજ કારણથી સળેખમ થઇ આવતું હોય તેણે તેની ખાસ તપાસ કરાવવી જોઇએ; એટલે કે પોતાને થઇ આવતું સળેખમ એ ક્ષયરોગ જેવા વ્યાધિનું એક શરૂઆતનું ચિન્હ છે કે નહીં તેનો નિર્ણય કરાવવો જોઇએ; કારણકે સળેખમ બીજાં અનેક કારણોને લીધે તેમ જ નાકના કેટલાક જીર્ણ વ્યાધિઓને લીધે પણ વખતો વખત થઈ આવવા સંભવ છે, તો પણ મોટે ભાગે તેવું સળેખમ શરૂ થતાં ક્ષયરોગનું એક શરૂઆતનું ચિન્હ હોવાની માન્યતાને લીધે તેની પુરેપુરી તપાસ કરાવવી જોઇએ.

ઉપર કહ્યા પ્રમાણે ક્ષયરોગના જંતુજન્ય વિષના યોગે મનુષ્યોને વખતો વખત સળેખમ થઈ આવે છે એવી માન્યતા શીવાય કેટલાક વિદ્વાનોનો એવો પણ અભિપ્રાય છે કે કદાચ ક્ષયરોગના વિષના યોગ શીવાય પણ જેઓને વખતો વખત સળેખમ થઇ આવતું હોય તેઓને કદાચ ક્ષયરોગના વિષનો યોગ થવા પામ્યો ન હોય તો પણ પાછળથી તેવા સંજોગોમાં ક્ષયરોગનું વિષ સહેલથી પ્રવેશ થવા પામે છે, કારણ કે અજ્ઞાનને લીધે સળેખમવાળો મનુષ્ય સાધારણ હવાથી પણ ડરતો રહી એવી જીંદગી ગુજારતો હોય છે કે તેઓને ક્ષયરોગનો ચેપ જલદી લાગુ પડીઆવવા સંભવ છે એટલે કે શરદી લાગવાના ભયથી તે મનુષ્ય હવાવિનાના સ્થળમાં જીંદગી ગુજારતો હોય છે એટલું જ નહીં પણ કેટલીક વાર દુષિત હવાવાળા સ્થળમાં પણ જીંદગી ગુજારતો હોય છે અને તેના પરિણામે તેને ક્ષયરોગનો જંતુજન્ય ચેપ

સ્હેલાઇથી લાગુ પડીઆવવા સંભવ છે. ઉપરના લખાણની ખાસ મતલબ એ છે કે વખતો વખત થઈ આવતું સળેખમ એ કદાચ ક્ષયરોગના વિષના યોગથી લાગુ પડતું ન હોય તો પણ તેવી સ્થિતિ લાંબો વખત ચાલુ રહેવા પામે તો તેમાંથી ક્ષયરોગનો ચેપ સહેલથી લાગુ પડી આવવા સંભવ છે. એટલે કે શરદી અગર સળેખમ એ ક્ષયરોગનું એક મુખ્ય લક્ષણ તેમ જ એક મુખ્ય કારણ હોવા સંભવ છે, માટે જેઓને ખાસ કારણ શીવાય વખતો વખત સળેખમ થઇ આવતું હોય તેમણે યોગ્ય તપાસ કરાવી તેના યોગ્ય ઉપાયો શરૂ કરી દેવા જોઇએ.

વખતો વખત થઇ આવતું સળેખમ એ શરૂ થતા ક્ષયરોગનું એક મુખ્ય લક્ષણ હોવાથી તેને માટે એક વિદ્વાન દાક્તર કહે છે કે એક જ માણસને વારંવાર સળેખમ થાય તો ગફલતમાં નહીં રહેવું કેમકે ઘણીવાર સળેખમ એ ક્ષયરોગનું પ્રાથમિક લક્ષણ હોય છે.

**જીર્ણજ્વર—**Hectic fever–જીર્ણજ્વર એ ક્ષયરોગની શરૂઆતનું એક મુખ્ય લક્ષણ છે. સામાન્ય રીતે ક્ષયરોગનું વિષ Tuber culous toxin લોહીમાં દાખલ થયા પછી અને તેવા દુષિત લોહીથી શરીરનું પોષણ થતાં દરદીને જીર્ણજ્વર લાગુ પડે છે. શરૂઆતમાં આ તાવ બહુ જ સુક્ષ્મ પ્રમાણમાં હોય છે એટલે કે માત્ર અર્ધાથી એક ડીગ્રી જેટલી શરીરની ગરમી વધી આવે છે. કોઈ કોઇ વાર તો આ તાવ એટલો બધો સુક્ષ્મ હોય છે કે દરદીનું તેમ જ ઘરના મનુષ્યોનું જરા પણ ધ્યાન ખેંચાતું નથી એટલું જ નહીં પણ વિચિક્ષણ ચિકિત્સકને પણ બારીક તપાસ કર્યા વિના ખબર પડતી નથી, કારણ કે ખાસકરીને આ તાવ દરદીને રાત્રીના ભાગમાં જ જણાય છે એટલે કે શરૂઆતમાં રાત્રીના વખતમાં દરદીને સહેજસાજ તાવ આવ્યા જેવું થઇ આવી સવાર પડતાં પસીનોવળીને તાવ ઉતરી જાય છે એટલું જ નહીં પણ તાવ ઉતરી ગયા બાદ શરીરની ગરમી સામાન્ય નિયમ કરતાં પણ કમતી Subnormal થઈ જાય છે અને

તે પ્રમાણે તેવી સ્થિતિ કેટલોક વખત રહ્યા બાદ શરીરમાં સામાન્ય ગરમી આવે છે.

ઉપર પ્રમાણે રાત્રીના ભાગમાં તેમ જ બહુ જ સુક્ષ્મ પ્રમાણમાં તાવ આવવાથી દરદીને તાવની ખબર પડતી નથી પણ માત્ર સવારે ઉઠતાં દરદીના ગાત્ર શિથિલ થઇ ગયેલાં અને દરદી તદ્દન થાકી ગયેલા જેવો જણાય છે. ઉપર પ્રમાણે કેટલોક વખત ચાલ્યા બાદ દીવસે દીવસે તાવ થોડો થોડો વધતો આવે છે એટલે કે પ્રથમ જે તાવ રાત્રીના વખતમાં જ આવતો હતો તે હવે દીવસના ભાગમાં પણ નિયમિત રીતે દેખાવા માંડે છે એટલે કે બપોરના વખત પછી દેખાવા માંડી સાંજના વખતમાં અગર રાત્રીના વખતમાં પસીનોવળી ઉતરી જાય છે, અને તે પ્રમાણે તાવ બહાર પડયા પછી જ ઘણું-કરીને દરદીને તેમ જ ઘરના મનુષ્યોને તાવની ખબર પડે છે. બીજું આ તાવની સાથે સાથે દરદીને હાથ પગની બળત્રા અગર દાહ જેવું પણ જણાય છે અને તે પણ ક્ષયરોગનું એક સૂચક ચિન્હ છે.

**ખાંસી**—Cough—ખાંસી એ જોકે ક્ષયરોગનું એક મુખ્ય લક્ષણ છે પણ તે ઘણુંકરીને શરૂઆતમાં મોટા ભાગે ઘણાં સુક્ષ્મ પ્રમાણમાં હોય છે, એટલે કે સવારસાંજ દરદીને થોડી ઘણી ખાંસી જણાતી હોય છે કે જેના પર તેનું ધ્યાન ખેંચાતુ નથી, પણ આ પ્રમાણે થોડી ઘણી ખાંસી નિયમિત રીતે હમેશાં ચાલુ આવતી હોય છે. કોઈ કોઇને ખાંસી આવવાની સાથે ગળામાં કાંઇ ભરાઈ રહ્યું હોય તેવી લાગણી થઈ આવી વારંવાર દરદીને ગળુ ખેંચવું પડે છે. આ પ્રમાણે અમુક વખત ચાલ્યા બાદ તેમ જ ફેફસાંમાં વધારે વિકૃતી થયા બાદ ખાંસી ઉગ્ર રૂપ ધારણ કરતી આવે છે, માટે કહેવાની મતલબ એ છે કે ખાંસી જોકે ઘણાં સુક્ષ્મ પ્રમાણમાં હોય પણ જો નિયમિત રીતે લાંબો વખત ચાલુ રહેવા પામે તો પછી તેના તાત્કાલીક ઉપાયો શરૂ કરી દેવા જોઇએ, કારણ કે તેવી ખાંસી મોટા ભાગે ક્ષયરોગજન્ય હોવા સંભવ છે, જોકે કોઈ કોઈ કેસમાં શરૂઆતથી

જ ખાંસી જોસમાં હોતી જોવામાં આવે છે પણ મોટા ભાગે શરૂઆતમાં ખાંસી ઘણી કમી હોય છે. માટે તેનો પુરતો ખ્યાલ રાખવા ચુકવું નહીં.

**મુખમાર્ગે ફેફસાંમાંથી લોહી પડવું**—Haemoptysis-મુખમાર્ગે લોહીનું પડવું એ ક્ષયરોગનું એક મુખ્ય લક્ષણ છે એટલું જ નહીં પણ કોઈ કોઈ વાર તો તે શરૂ થતા ક્ષયરોગનું એક પ્રાથમિક લક્ષણ હોય છે. જોકે શરૂ થતા ક્ષયરોગના બીજાં અનેક લક્ષણો છે પણ તે સર્વે લક્ષણોથી દરદી તેમ જ ઘરના મનુષ્યો એકદમ બહુ ગભરાતા નથી, પણ લોહીનું પડવું એ એક જ લક્ષણ છે કે જેનાથી દરદીને ક્ષયરોગ જેવું કાંઈ પણ દરદ લાગુ થયું હશે એવું ભાન થાય છે તેમ જ આ એક જ લક્ષણથી ઘરના મનુષ્યો તેમ જ દરદી ગભરાટમાં પડી જાય છે અને સારવાર કરવા મંડી જાય છે.

નિયમ તરીકે શરૂઆતમાં વધારે લોહી પડતું નથી પણ સ્હેજસાજ પ્રમાણમાં એકાદ નાની ચમચી જેટલું પડે છે અને કોઇ કોઈ વાર તો માત્ર લોહીથી ખરડાયેલા થોડા ઘણાં ગળફા જ પડે છે અગરતો ગળફાની સાથે વળગેલા છુટા છવાયા લોહીના ધ્રાંગા અગર છાંટા જેવું જણાય છે.

સામાન્ય રીતે કોઇ કોઈ દરદીને ક્ષયરોગ બહાર દેખાયા પહેલાં વરસ દોઢ વર્ષ અગાઉ એકાદ બે વખત થોડું ઘણુ લોહી પડીને તે બંધ થઇ ગયું હોય છે અને દરદી તે વાત તદન ભૂલી પણ ગયો હોય છે, તેવી જ રીતે કોઈ કોઇ દરદીને એકાદ વખત લોહી પડયા બાદ ઓછા વધતા અંતરે સહેજસાજ પ્રમાણમાં લોહીનો અંશ દેખાતો હોય છે.

આજ દીન સુધી લોહીનું પડવું એ ક્ષયરોગનું એક કારણ માનવામાં આવતું હતું એટલે કે જેને લોહી પડતું હોય અગર લોહી પડયું હોય તેને તે કારણને લીધે ક્ષયરોગ લાગુ પડશે એમ માનવામાં આવતું હતું, પણ હમણાં હમણાં લોહીનું પડવું એ ક્ષયરોગનું એક

લક્ષણ માનવામાં આવે છે; એટલે કે થોડા ઘણાં અંશે ક્ષયરોગ શરૂ થયા બાદ તેમ જ ફેફસાંની અંદર થોડી ઘણી સ્થાનિક વિકૃતિ થયા બાદ જ લોહી બહાર દેખાય છે, એટલે કે લોહી પડયાની અગાઉ દરદીનાં ફેફસાંમાં ક્ષયરોગની જંતુજન્ય વિકૃતિ શરૂ થઈ ગયેલી હોય છે અને નહીં કે લોહી દેખાયા બાદ ક્ષયરોગ શરૂ થાય છે.

શરૂઆતમાં લોહી પડે છે તે થોડા પ્રમાણમાં પડે છે તેનું કારણ એ છે કે શરૂઆતમાં અમુક સુક્ષ્મ પ્રમાણમાં ફેફસાંની અંદર વિકૃતિ થઈ આવવાથી તે સ્થળની નાની રક્ત નળીયોમાં રોગજંતુઓ તેમ જ જંતુજન્ય વિષ દાખલ થવા પામી તેના દબાણને લીધે ફુટ થવાથી થોડું લોહી પડે છે, પણ વ્યાધિ વધ્યા બાદ મોટી નળીયોમાં અસર થઇઆવી વધારે પ્રમાણમાં લોહી પડે છે અને તે વધારે ભયંકર ગણાય છે.

ઉપર કહ્યા પ્રમાણે મોઢેથી લોહીનું પડવું એ મોટા ભાગે ક્ષય-રોગના એક ચિન્હ તરીકે હોવાનો સંભવ છે તોપણ દરેક વખતે તેમ હોતું નથી, કારણકે મુખવાટે લોહી બીજા અનેક વ્યાધિમાં તેમજ બીજા અનેક કારણોથી તેમજ અનેક સ્થળેથી આવવાનો સંભવ છે માટે લોહી પડતું જોવામાં આવે ત્યારે તે ખાસ ક્ષયરોગના લીધેજ છે એમ નિશ્ચય કર્યા પહેલાં તેની પાકી તપાસ કરવી જોઈએ. ક્ષયરોગ શાવાય મોઢું, ગળું તથા દાંતના પેઢાં વીગેરેમાંથી લોહી પડવા સંભવ છે, તેમજ હૃદયના તેમજ લીવર તથા બરોળના વ્યા-ધિના લીધે તેમજ હોજરીના કેટલાક વ્યાધિના લીધે પણ લોહી પડવા સંભવ છે, તે શીવાય દુષ્ટ પાંડુરોગમાં તેમજ બીજા કેટલાક ઝેરી તાવોમાં પણ લોહી પડવા સંભવ છે. જે સ્ત્રીઓને આર્તવની વિકૃતિ હોય તેઓને પણ લોહી પડવાનો સંભવ છે. માટે ખાસ કહે-વાનું કે લોહી પડવાનો નિશ્ચય કરવામાં બીજી દરેક વાતોનો ખ્યાલ રાખવાની જરૂર છે. લોહી ક્યાંથી આવે છે તેમજ કયા કારણને લઇને આવે છે તે વિચિક્ષણ ચિકિત્સક બારીક અવલોકનથી તુરત જાણી શકે છે.

**અગ્નિમાંદ્યતા**—Dyspepsia—અગ્નિમાંદ્યતા એ પણ શરૂ થતા ક્ષયરોગનું એક મુખ્ય ચિન્હ છે. ક્ષયરોગ શરૂ થતાં દરદીને બહુજ ધીમે ધીમે અગ્નિમાંદ્યતા જેવું જણાવા માંડે છે એટલે કે જેટલા પ્રમાણમાં અને જે જાતનો ખોરાક દરદી પ્રથમ રાજી ખુશીથી અને સહેલાઇથી ખાતો હતો અને જે તેને નિયમિત પાચન પણ થઈ જતો હતો તેટલો અને તેવો ખોરાક દરદી બરોબર લઇ શકતો નથી પણ ઉલટું દરદીને અરૂચી જેવું જણાય છે એટલે કે આસ્તે આસ્તે દરદીને ખોરાક પર અરૂચી થવા માંડે છે તેમજ પાચનશક્તિ પણ મંદ થતી આવે છે. શરૂઆતમાં આ પ્રકારની અગ્નિમાંદ્યતા અને અરૂચી બીજાં અન્ય કારણોને લીધે હશે એવી માન્યતાથી તે ઉપદ્રવના ખાસ ઉપાયો યોજવામાં આવે છે પણ બરોબર ફાયદો જણાતો નથી કારણકે તે ક્ષયરોગના એક લક્ષણરૂપ હોય છે.

આ પ્રકારની અગ્નિમાંદ્યતા જોકે અનેક કારણોથી થાય છે તોપણ વિદ્વાનોની માન્યતા પ્રમાણે ક્ષયરોગ શરૂ થતાં પ્રથમ દરદીનું લોહી ક્ષયરોગના વિષથી Tuberculous toxin દુષિત થવા માંડે છે અને તેવા દુષિત લોહીથી આખા શરીરનું પોષણ થાય છે અને તે પ્રમાણે હોજરી પણ તેવા દુષિત લોહીના યોગથી પાચન ક્રિયા કરે છે એટલુંજ નહીં પણ આવી સ્થિતિમાં હોજરીમાં જેટલા પ્રમાણમાં લોહીનો જથ્થો હોવો જોઈએ તેટલા પ્રમાણમાં લોહીનો સંચાર થતો હોતો નથી અને તેના પરિણામે હોજરી માંહેના જઠરરસ વિગેરે ઉપયોગી રસો પણ વિકૃતિ પામે છે તેમજ પાચનક્રિયામાં ભાગ લેનારા ઉપયોગી અવયવો પણ વિકૃતિ પામે છે અને પરિણામે આસ્તે આસ્તે દરદીની જઠરાગ્નિ બગડીને અરૂચી તથા અગ્નિમાંદ્યતા જેવું જણાય છે.

**શરીરની પાંડુતા**—Anaemia—સામાન્યનિયમ પ્રમાણે ક્ષયરોગના વિષનો યોગ થતાં દરદીના શરીરમાં ધીમે ધીમે ફીકાશ આવતી જાય છે. જોકે દરેક જ્વરયુક્ત વ્યાધિમાં ઓછા વધતા પ્રમાણમાં

શરીરમાં ફીકાશ આવે છે અને તે વ્યાધિ કમિ થતાં તેમજ લોહયુક્ત કોઇપણ બનાવટથી શાંત પડે છે, પણ ક્ષયરોગના વિષના લીધે દરદીના શરીરમાં જે પાંડુતા આવે છે તે લોહની યોગ્ય બનાવટ આપવાથી પણ કમિ થતી નથી પણ દીનપરદીન વધતી જાય છે અને તેથી એક વિદ્વાન દાક્તરે એવું કહ્યું છે કે જે પાંડુતા લોહથી પણ શાંત પડતી નથી તે ઘણુંકરીને ક્ષયજન્ય હોવા સંભવ છે. ક્ષયરોગના વિષના યોગથી જેવી રીતે પુરૂષોને પાંડુતા જણાય છે તેવીજ રીતે યુવાન સ્ત્રીઓને પણ પાંડુરોગને મળતો કલોરોસીસ Chlorosis નામનો વ્યાધિ જણાય છે. આ વ્યાધિ લાગુ થતાં તે મટવો મુશ્કેલ થઈ પડે છે કારણકે કેટલીકવાર તે ક્ષયરોગના કારણ તેમજ પરિણામરૂપ હોય છે.

**દરદીના શરીરનાં વજનનું, તાકાતનું તેમજ ઉત્સાહનું કમિ થવું**—Loss of weight strength and energy–સામાન્ય રીતે ક્ષયરોગનું જંતુજન્ય વિષ લોહીમાં દાખલ થયા બાદ તેવા લોહીથી શરીરનું પોષણ થતાં દરદીનું શરીર ક્રમે ક્રમે ઘસાતું રહે છે. સામાન્ય રીતે ક્ષયરોગીનું શરીર શરૂઆતમાં બહુ સુક્ષ્મ પ્રમાણમાં ઘસાતું જોવામાં આવે છે અને તેથી શરૂઆતમાં દરદીને તેમજ ઘરના મનુષ્યોને તેની ખબર પડતી નથી પણ અમુક વખતે જ્યારે દેખાઈ આવે તેટલા પ્રમાણમાં શરીર ઘસાઈ જવા પામે છે ત્યારે દરદીનું તેમજ ઘરના મનુષ્યોનું તે પર ધ્યાન ખેંચાય છે અને ત્યારેજ તેઓ તેનું કારણ શોધવા નીકળે છે. આ પ્રમાણે બનતું હોવાથી જે કોઇ પણ મનુષ્યનું શરીર કોઇપણ જાતના પ્રત્યક્ષ કારણ શીવાય ઘસાતું જતું જોવામાં આવે ત્યારે તેનો તરતજ તપાસ કરવો જોઇએ; કારણકે બીજા કેટલાક તીક્ષ્ણ અને જીર્ણ વ્યાધિઓ છે કે જેમાં તે વ્યાધિઓનાં કારણે દરદીનું શરીર એકદમ ઝપાટાબંધ ગળી જવા પામે છે, પણ માત્ર ક્ષયરોગજ એક એવો વ્યાધિ છે કે જેમાં દરદીનું શરીર નહીં જણાય તેવી રીતે બહુજ સુક્ષ્મ પ્રમાણમાં પણ નિયમિત રીતે ઘસાતું રહેતું જોવામાં આવે છે.

**સ્વરભંગ અગર અવાજનું બેસીજવું**—Aphonia સ્વરભંગ અગર અવાજનું બેસી જવું એ પણ ક્ષયરોગની પૂર્વાવસ્થાનું એક મુખ્ય લક્ષણ છે એટલે કે જ્યારે જ્યારે દરદીના લોહીમાં ક્ષયરોગનું જંતુજન્ય વિષ દાખલ થવા પામે છે ત્યારે ત્યારે તે વિષની અસર ગળા માંહેના તંતુઓ પર થવા પામી દરદીનો અવાજ ધીમે ધીમે બેસતો જાય છે એટલે કે ક્ષયરોગ શરૂ થતાં ધીમે ધીમે દરદીનો અવાજ બેસતો જાય છે અને તેથી જ્યારે જ્યારે બીજાં લક્ષણોની સાથે દરદીનો અવાજ બેસી જઈને તે પ્રમાણે લાંબો વખત ચાલુ રહેવા પામે તો પછી દરદીની બારીક તપાસ કરાવી તેના વ્યાધિનું નિદાન કરાવવું જોઈએ કારણકે સ્વરભંગ એ ક્ષયરોગના પૂર્વરૂપ માંહેનું એક લક્ષણ માનવામાં આવે છે અને તેને ગળાના દરદના ખાસ અનુભવી વિદ્વાનો અનુમોદન આપે છે.

**હૃદયનો સહેજ વધારે પડતો ધપકારો**—Tachy cardia or Palpitation of heart જોકે ક્ષયરોગ બરોબર બહાર પડયા પછી તો નિયમ તરીકે હૃદયનો ધપકારો વધેલો જોવામાં આવે છે અને તે ક્ષયરોગનું એક ખાસ લક્ષણ માનવામાં આવે છે પણ સામાન્ય નિયમ તરીકે ક્ષયરોગના પૂર્વરૂપમાં ખાસ કરીને હૃદયની કાંઈ પણ વિકૃતિ જણાતી નથી તોપણ કેટલાક અનુભવીઓનું માનવું એ છે કે કોઈ કોઇ કેસમાં ક્ષયરોગની પૂર્વાવસ્થામાં પણ સેજસાજ હૃદય વિકૃતિ પામીને તેનો ધપકારો થોડો વધેલો જોવામાં આવે છે અને નાડીની ગતિ સહેજસાજ વધેલી રહેતી જોવામાં આવે છે અને તેથી જ્યારે જ્યારે ખાસ કારણ શીવાય તેમજ બીજી રીતે તંદુરસ્ત દેખતાં મનુષ્યોને તેવો હૃદયનો ધપકારો તેમજ નાડીની ગતિ સેજસાજ કાયમ વધેલી રહેતી જોવામાં આવે તો તેનું તરતજ નિદાન કરાવી લેવું જોઇએ કારણકે ઘણીવાર શરૂ થતા ક્ષયરોગમાં તેવી સ્થિતિ જોવામાં આવે છે.

**શ્વાસનું થોડાઘણા પ્રમાણમાં વધવું**—Dyspnoea જોકે

ક્ષયરોગ બરોબર વ્યાપ્ત થતાં દરદીનો શ્વાસ નિયમ તરીકે વધેલો જોવામાં આવે છે તોપણ કોઈ કોઈ કેસમાં ક્ષયરોગની પૂર્વાવસ્થામાં પણ દરદીનો શ્વાસ સહેજસાજ વધેલો જોવામાં આવે છે અને તે બારીક તપાસ કરવાથી માલમ પડે છે. ઉપર પ્રમાણે શ્વાસ વધવાનાં જોકે અનેક કારણો છે તોપણ બીજાં ચિન્હોની સાથે દરદીનો શ્વાસ સહેજ વધેલો જોવામાં આવે અને તે પ્રમાણે કાયમ ચાલુ રહેતો પછી તે ક્ષયરોગના પૂર્વરૂપનાં એક લક્ષણ તરીકે માનવામાં આવે છે.

**પીશાબમાં આલબ્યુમીનનું જવું**—Albuminaria—જોકે મુત્રપીંડનો કાંઇપણ વ્યાધિ દરદીને જણાતો હોય તો સામાન્ય નિયમ તરીકે દરદીની પીછાબમાં ઓછા વધતા પ્રમાણમાં એલબ્યુમીન જવાનો સંભવ છે તોપણ કેટલીકવાર ક્ષયરોગ શરૂ થતાં કોઈ કોઈ દરદીના પીશાબમાં આલબ્યુમીનનો અંશ જતો જોવામાં આવે છે. બીજું મનુષ્યોને સાધારણ કસરત અગર બીજું મહેનતનું કામ કર્યાં પછી પણ કોઇ કોઇવાર આલબ્યુમીનનો અંશ પણ જણાય છે એટલે કે અનેક કારણોથી મનુષ્યોના પીશાબમાં એલબ્યુમીન જવાનો સંભવ છે પણ ઉપર કહેલાં કારણો શીવાય એટલે કે મુત્રપીંડના કોઇ પણ વ્યાધિ શીવાય તેમજ કાંઇપણ મહેનતનું કામ કર્યા શીવાય મનુષ્યના પીશાબમાં થોડું ઘણું પણ એલબ્યુમીન જતું જોવામાં આવે તો પછી તેની તપાસ કરાવવી જોઈએ કારણકે ક્ષયરોગના વિષનો યોગ થતાં પણ દરદીના પીશાબમાં એલબ્યુમીન જવાનો સંભવ છે.

**રૂતુ અગર આર્તવનો અવરોધ**—Suppression of menses—વિદ્વાનોનો અભિપ્રાય છે કે જ્યારે જ્યારે સ્ત્રીઓના લોહીમાં ક્ષયરોગનું વિષ દાખલ થવા પામે છે ત્યારે ત્યારે તેઓનો આર્તવ ક્રમે ક્રમે કમી થતો આવે છે, માટે એ પ્રમાણે જ્યારે રૂતુ કમી થતું આવે અને તેની સાથે બીજાં લક્ષણો પણ જોવામાં આવે ત્યારે તે સ્ત્રીના શરીરની બારીક તપાસ કરવી જોઈએ કારણકે રૂતુનું અટકવું એ ઘણીવાર ક્ષયરોગના પૂર્વરૂપના એક લક્ષણ તરીકે જણાતું હોય છે.

**પ્લ્યુરીસી**—Pleurisy–પ્લ્યુરીસી એ કેટલાક કેસોમાં એક શરૂઆતનું મુખ્ય લક્ષણ હોય છે એટલે કે કેટલાક દરદીને ક્ષયરોગ પ્રથમ પ્લ્યુરીસીથી જ શરૂ થાય છે. જોકે ઘણાં કેસોમાં પ્લ્યુરીસી એ એક સ્વતંત્ર વ્યાધિ તરીકે હોય છે અને તે અનેક કારણોથી થઈ આવે છે તો પણ કોઇ કોઈ કેસમાં પ્લ્યુરીસી એ શરૂ થતા ક્ષયરોગના એક પ્રાથમીક લક્ષણ રૂપે જણાય છે. સામાન્ય પ્લ્યુરીસીના જોકે અનેક લક્ષણો છે તેમ જ તેના લીધે દરદીને ઓછી વધતી પીડા પણ જણાતી હોય છે તો પણ વિદ્વાનોનો અભિપ્રાય એ છે કે જે દરદીને દુઃખ, તાવ, તથા ખાંસી વિગેરે ઉપડવા શીવાય પ્લ્યુ-રીણીનો વ્યાધિ જણાય તો તે ક્ષયરોગની શરૂઆતની પ્લ્યુરીસી હોવા સંભવ છે. આ જાતની પ્લ્યુરીસીમાં દરદીને સેજસાજ બેચેની જણાય છે પણ બીજા ઉપદ્રવો જણાતા નથી પણ માત્ર સેજસાજ શ્વાસની વૃદ્ધિ જેવું જણાય છે. આવી જાતની પ્લ્યુરીસી જણાતાં દરદીના શરીરની બારીક તપાસ કરાવી વ્યાધિનો નિર્ણય કરાવવો જોઇએ.

**કેટલીક લીમ્ફેટીક ગ્રંથિઓની વૃદ્ધિ થવી**—Enlargement of some of the lymphatic glands ક્ષયરોગનું જંતુજન્ય વિષ લોહીમાં દાખલ થતાં ખાસ કરીને બચ્ચાંઓના શરીરની અંદરની કેટલીક લીમ્ફેટીક ગ્રંથીઓની વૃદ્ધિ થવા માંડે છે એટલે કે નાની ઉમરમાં ક્ષયરોગનો થોડો ઘણો ચેપ લાગવા પામ્યો હોય તો તેની અસર પ્રથમ કહેલી ગ્રંથીઓ પર થાય છે એટલે કે તે ગ્રંથીઓ પૈકી કેટલીક ગ્રંથીઓની વૃદ્ધિ થવા પામે છેઃ ઉપર કહેલી ગ્રંથીઓ જોકે શરીરમાં અનેક છે તોપણ ખાસ કરીને ક્ષયરોગના પૂર્વરૂપ તરીકે ગળાંની ગ્રંથીઓ તેમજ બ્રોન્કાઇયલ ગ્રંથીઓની વૃદ્ધિ થવા પામે છે. અને તે પ્રમાણે ઘણા બાળકોના ગળાં ઉપર આપણે તેવી ગાંઠો કે જેને કંઠમાળની ગાંઠો કહેવામાં આવે છે તે જોઇએ છીએ. આ ગાંઠો અમુક પ્રમાણમાં ક્ષયરોગના જંતુજન્ય ચેપના લીધે થતી હોવાનું કહેવામાં આવે છે અને જો તેની પુરતી કાળજી રાખવામાં

ન આવે તો તેમાંથી આખરે ક્ષયરોગ લાગુ પડી આવે છે. સારા નસીબે આ ગળાંની ગાંઠો બહારથી દેખાઈ આવે છે તેમજ તેના યોગ્ય ઉપચાર થઈ શકે છે તેમજ યોગ્ય ઉપચારથી તે મોટા ભાગે શાંત પણ પડી જાય છે. તોપણ ખાસ કહેવાનું કે બાળકોને નાન-પણથી તેવી ગાંઠો જોવામાં આવે તો તેની પુરતી કાળજી રાખવી જોઇએ કારણકે મોટા ભાગે તેવી ગાંઠો ક્ષયરોગના એક પૂર્વરૂપ તરીકે હોય છે.

બીજું ઉપર કહેલી કંઠમાળની ગાંઠો શીવાય ક્ષયરોગની પુર્વાવસ્થામાં ઘણીવાર શ્વાસનળીકાની અંદરની બ્રોંકાઇયલ ગ્રંથીઓની Bronchial glands વૃદ્ધિ થવા વધારે સંભવ છે એટલુંજ નહીં પણ ક્ષયરોગનો ચેપ લાગુ પડતાં ખાસ કરીને બચ્ચાંઓની તે ગ્રંથીઓ નિયમ તરીકે વધી આવે છે; પણ દીલગીરીની વાત એ છે કે તે ગ્રંથીઓ બહાર દેખાતી નહીં હોવાથી તેની સાધારણ વૃદ્ધિ જોઈ શકાતી નથી અને તેના પરિણામે વ્યાધિની શરૂઆત પણ જણાતી નથી. પણ જ્યારે તે ગ્રંથીઓ બહુ મોટી થવા પામે છે ત્યારેજ તેની ખબર પડે છે કે જે વખતે વ્યાધિ વધી જવા પામ્યો હોય છે. આ ગ્રંથિઓ ઘણું કરીને એક્ષરેના યંત્રથી જાણી શકાય છે માટે શક પડતાં બાળકોની તેવી તપાસ કરી વ્યાધિનો નિર્ણય કરવો જોઈએ. કારણકે આ ગ્રંથીઓ મોટા ભાગે ક્ષયરોગના પૂર્વરૂપમાંહેનું એક મુખ્ય લક્ષણ છે.

**માનસિક વિલક્ષણતા** Psychical Characteristics ક્ષયરોગનું વિષ શરીરમાં દાખલ થતાં કેટલીકવાર દરદીના સ્વભાવમાં ફેર પડી આવે છે એટલે કે તેનામાં એક જાતની હઠીલાઈ આવી જાય છે. કેટલીક વાર દરદીને હીતકર શિખામણ આપવામાં આવે તે પોતાના ધ્યાનમાં ન આવે તો માનતો નથી એટલું જ નહીં પણ ઘણીવાર પોતાના ચિકિત્સકની વ્યાજબી સલાહ પણ માનતો નથી પણ પોતાના ધ્યાનમાં આવે તેવું વર્તન રાખે છે. આ પ્રમાણે સ્વ-

ભાવના ફેરફારની સાથે જો બીજાં ક્ષયરોગનાં સૂચક લક્ષણો જોવામાં આવે તો તે ક્ષયરોગના પૂર્વરૂપનું એક ખાસ લક્ષણ છે એટલું જ નહીં પણ તે એક વિષમ લક્ષણ છે.

**બુદ્ધિની મંદતા અગર જડતા તથા સ્નાયુઓની નબળાઈ**—Mental and Muscular debility–ક્ષયરોગનું વિષ શરીરમાં વ્યાપ્ત થતાં કોઈ કોઇ દરદીને બુદ્ધિની મંદતા તેમ જ શારીરિક નબળાઈ જેવું જણાવા માંડે છે. જોકે બીજાં અનેક કારણોથી તેવી સ્થિતિ પ્રાપ્ત થઈ આવે છે તો પણ બીજાં ખાસ કારણો શીવાય જો તેવી સ્થિતિ જણાય અને તે પ્રમાણે લાંબો વખત ચાલુ રહેવા પામે તો તે ક્ષયરોગના પૂર્વરૂપના એક લક્ષણ તરીકે હોવાનું શક રાખવાનું કારણ મળે છે અને આ પ્રમાણે ઘણા જુવાન છોકરાઓ પોતાના વિદ્યાભ્યાસના વખતમાં ઘણા જ શિથિલ અને જડ બુદ્ધિ વાળા જોવામાં આવે છે અને તેને નિશાળના મહેતાજીઓ આળસુ અને હઠીલા ગણીકાઢી નકામી સજા કરે છે પણ ખરૂં જોતાં તેઓની તેવી સ્થિતિ હોવાનું ખરૂં કારણ તેઓના શરીરમાં ક્ષયરોગના વિષનું દાખલ થવું તે હોય છે એટલે કે તેઓના શરીરમાં ગુપ્ત રીતે ક્ષયરોગ દાખલ થવા માંડયો હોય છે. તેવી જ રીતે કેટલાક જુવાનો પણ ઘણીવાર અયોગ્ય રીતે શિથિલ જોવામાં આવે છે અને તેઓને ન્યુરેસ્થેનીક તરીકે ગણીકાઢવામાં આવ્યા હોય છે પણ ઘણીવાર તેઓની તેવી સ્થિતિ પણ ક્ષયરોગના વિષને લીધે થવા પામેલી હોય છે એટલે કે તેઓ પણ ગુપ્ત રીતે ક્ષયરોગના ભોગી થવા માંડયા હોય છે.

**વિષયવાસનાની વૃદ્ધિ**—Exalted sexual appetite—સામાન્ય રીતે ક્ષયરોગ જેવા મહા પ્રાણઘાતક વ્યાધિમાં જેમ બને તેમ વીર્યનું સંરક્ષણ થવું જોઇએ એ વાત સાકોઈ જાણે છે એટલું જ નહીં પણ સામાન્ય બુદ્ધિ વાળો દરદી જેમ બને તેમ કરીને સ્ત્રી સમાગમથી દૂર રહેવા પ્રયત્ન કરતો હોય છે, પણ અજાયબ જેવું એ છે કે ક્ષયરોગનું વિષ શરીરમાં દાખલ થતાં તે વિષના યોગે દરદીની

વિષયવાસના વધવા પામી દરદીને વખતોવખત સ્ત્રીસમાગમની ઈચ્છા થઈ આવે છે અને તે પ્રમાણે કેટલાક અણસમજુ દરદીઓ પોતાની વિષયવાસના તૃપ્ત કરવાના કારણે પોતાનો અંત જલદી લાવતા જોવામાં આવ્યા છે. ઉપર પ્રમાણે વિષયવાસના વધેલી હોવાથી દરદી વિષયી હશે એમ સૌ કોઈનો માનવામાં આવે પણ અનુભવીઓનો અભિપ્રાય એ છે કે આવી વિષયવાસનાની વૃદ્ધિ દરદીના લોહીમાં ક્ષયરોગના વિષનો યોગ થવાના કારણે થવા પામે છે. દેશી વૈદકમાં પણ તે પ્રમાણે ક્ષયરોગીને વિષયવાસના વધતી હોવાનું જણાવે છે.

**બીજાં બે લક્ષણો**—Other two minor Symptoms.—ઉપર કહેલાં લક્ષણો ઉપરાંત ક્ષયરોગના પૂર્વરૂપના બીજાં બે લક્ષણો ઉપર કેટલાક વિદ્વાનોએ ધ્યાન ખેંચ્યું છે અને તે સ્વરતંતુનો સાધારણ પ્રકારનો પક્ષઘાત તથા બીજો Inequality of pupils આંખના ડોળાની અસમાનતા છે. આ બે લક્ષણો જોકે ઘણા સામાન્ય પ્રકારનાં છે તો પણ તે જાણવાથી પણ કેટલીકવાર વ્યાધિની ખબર પડી આવે છે.

**આયુર્વેદમાં કહેલાં ક્ષયરોગના પૂર્વરૂપનાં લક્ષણો**—આયુર્વેદમાં ક્ષયરોગના પુર્વરૂપનો રૂષી મુનીઓએ ઘણો જ વિચાર કર્યો છે અને તેમાં ઘણા ઉંડા ઉતર્યા છે એટલું જ નહીં પણ ક્ષયરોગનું વિષ શરીરમાં દાખલ થતાં દરદીની જે માનસિક વિલક્ષણતા થઈ જવા પામે છે તેનો પણ પુરતો વિચાર કર્યો છે. આયુર્વેદના પ્રસિદ્ધ આચાર્યો ક્ષયરોગનાં પૂર્વરૂપ નીચે પ્રમાણે જણાવે છે:—

જે મનુષ્યને ક્ષયરોગ થવાનો હોય અગરતો જેના શરીરમાં ક્ષયરોગનું વિષ મિશ્ર થવા પામ્યું હોય તે મનુષ્યને શરૂઆતમાં વખતો વખત શ્લેષ્મ થઈ આવે છે, વારંવાર છીંકો આવી નાક છીંકવું પડે છે, મોઢું મીઠું થઈ જવા પામી મોઢામાં પાણી આવ્યા કરે છે, જઠરાગ્નિ મંદ થઇ જવા પામે છે અને શરીર દુર્બલ થઈ જાય છે. દરદી એવો તો વહેમી થઈ જાય છે કે દરેક વસ્તુઓ જેવી કે, વાસણ

કુસણ તથા અન્નપાનાદિ દરેક રીતે ચોખ્ખાં હોય તો પણ તેમાં મેલાંની ભ્રાંતિ થાય છે. કોઇ કોઈ વાર ઉલટી અગર હુબકા જેવું જણાય છે, તથા ખોરાકપર અરૂચી જણાય છે. તેમ જ સારી રીતે ખોરાક લેવા છતાં પણ દરદીના બળનો ક્ષય થતો જોવામાં આવે છે. દરદી વહેમી થઇ જવાથી તે પોતાના હાથ પગ કાયમ જોયા કરતો હોય છે, તેના પગ તથા મુખપર સેજસાજ થેથર જેવું કોઈ કોઇ વાર જોવામાં આવે છે, તથા આંખ સફેદ થઇગયા જેવી જણાય છે. દરદીના વહેમીપણાને લીધે દરદી પોતાના હાથનું પ્રમાણ વખતો વખત જોયા કરે છે તેમ જ પોતાનું શરીર સારૂં હોય છતાં બિભત્સ્ય જેવું દરદીને લાગે છે. તે શીવાય આ વ્યાધિના પૂર્વરૂપ તરીકે દરદીને સ્ત્રીસંગની ઇચ્છા વારંવાર થઈ આવે છે તથા મદ્ય તથા માંસની પણ ઇચ્છા રહ્યા કરે છે. આવી સ્થિતિમાં દરદીને માથા ઉપર કાંઇકિ વીંટી રાખવું વધારે ગમે છે. તે શીવાય આ વખતે દરદીના નખ તથા વાળ વધારે પ્રમાણમાં વધતા હોય તેમ જણાય છે.

ઉપર પ્રમાણે ક્ષયરોગીને પૂર્વરૂપ તરીકે જણાય છે એટલું જ નહીં પણ તેવા દરદીને નીચે કહ્યા પ્રમાણે વિચિત્ર પ્રકારનાં સ્વપ્નાઓ પણ વખતો વખત આવ્યા કરે છે. જેવાં કે સ્વપ્નમાં પતંગ, કાકિડા, સર્પ, વાંદરા, શ્વાપદ એટલે શીકારી પશુઓ અને પક્ષિઓથી તેનો જાણે પરાભવ થતો હોય તેમ તેને લાગે છે, સ્વપ્નામાં તે વાળ, હાડકાં, પરાળ અને રાખના ઢગલાઓ પર જાણે પોતે ચડતો હોય તેમ તેને જણાય છે તેમ જ તે સ્વપ્નામાં શૂન્ય ગામો, શુષ્ક તળાવો, પડતા પર્વતો તથા બળતાં ઝાડોને જોતો હોય તેમ તેને જણાય છે.

આયુર્વેદના સર્વોત્તમ નિદાનકાર માધવાચાર્ય સર્વે ગ્રંથોમાંથી દોહન કરીને ક્ષયરોગના પૂર્વરૂપ તરીકે જણાવે છે કે:—

ક્ષયરોગના પૂર્વરૂપ તરીકે દરદીને થોડો ઘણો શ્વાસ જણાય છે, હાથ પગ ગળતા હોય તેમ જણાય છે, થોડો ઘણો કફ પડતો હોય છે, તાળવાનો શોષ જણાય છે, સાધારણ ઉલટી જેવું જણાય

છે, જઠરાગ્નિ મંદ પડી જાય છે, દર્દીને મદ એટલે ગર્વ આવ્યા જેવું જણાય છે. દરદીને વખતો વખત સજોખમ થઈ આવે છે. તથા વખતો વખત થોડી ઘણી ખાંસી જણાઇ આવે છે તેમ જ દરદીને વધારે પ્રમાણમાં ઉંઘ આવતી હોય તેમ જણાય છે. આ શીવાય આવા દરદીની આંખો સફેદ જેવી થઈ આવે છે તથા દરદીને માંસભક્ષણની તેમ જ સ્ત્રીસમાગમની પણ ઇચ્છા વખતો વખત થઈ આવે છે.

આ શીવાય આ વખતે દરદીને વિચિત્ર પ્રકારનાં સ્વપ્નાંઓ પણ આવે છે જેવાં કે દરદીને સ્વપ્નામાં કાગડા, પોપટ, સાહુડી, મોર, ગીધ, વાંદરા, વીગેરે પ્રાણીઓ ખેંચીને અગરતો પોતાની પીઠ ઉપર બેસાડીને લઇ જતાં હોય તેમ જણાય છે તેમ જ તે સ્વપ્નમાં પાણીવિનાની નદીઓ, તથા સુકાઈ ગયેલાં ઝાડો વિગેરેને દેખતો હોય છે.

ઉપર પ્રમાણે આયુર્વેદમાં પણ ક્ષયરોગના પૂર્વરૂપનો વિચાર કર્યો છે અને તે લગભગ હાલના વિદ્વાન ચિકિત્સકોના મતને બરોબર મળતો આવે છે એટલું જ નહીં પણ ક્ષયરોગ શરૂ થતાં દરદીને જે માનસિક વિલક્ષણતા થઈ આવે છે તેનો પણ પુરતો વિચાર કર્યો છે.

**દેશી તેમજ અંગ્રેજી વૈદકમાં ક્ષયરોગના પુર્વના લક્ષણોમાં થોડો ઘણો ફેરફાર અગર ન્યુનતા દેખાવાનું કારણ**– ઉપર પ્રમાણે દેશી વૈદકમાં તેમ જ અંગ્રેજી વૈદકમાં કહેલ ક્ષયરોગના પૂર્વરૂપનું વર્ણન આપી ગયા છીએ તે ઉપરથી કદાચ કોઈ મનુષ્યને એમ જણાય કે દેશી વૈદકમાં ક્ષયરોગનાં પૂર્વરૂપનુ વર્ણન ઘણું ન્યુનતા ભરેલું છે કારણકે તેમાં ખાંસી, જ્વર તથા રક્તશ્રાવ વિગેરે લક્ષણોનું જરા પણ વર્ણન આવતું નથી. ઉપર પ્રમાણે હકીકત હોવાથી કહેવાનું જે દેશી વૈદકમાં જે પૂર્વરૂપનું વર્ણન કરેલું છે તે માત્ર ક્ષયરોગનું વિષ શરીરમાં સેજસાજ દાખલ થયા પછીના નજીકના વખતનું વર્ણન છે એટલે તેમાં વધારે લક્ષણો જણાતાં હોતાં નથી પણ માત્ર ક્ષયરોગનું વિષ શરીરમાં ફરવા માંડયું જ હોય છે. જ્યારે

અંગ્રેજી વૈદકમાં જે પૂર્વરૂપનું વર્ણન આપેલું છે તે ખરૂં જોતાં ક્ષયરોગની પ્રાથમિક અવસ્થાનું વર્ણન છે એટલે કે ક્ષયરોગનું વિષ અમુક વખત લોહીમાં ફર્યા બાદ તેના પરિણામે શરીરના મુખ્ય મુખ્ય અવયવો પર સુક્ષ્મ પ્રમાણમાં અસર થવા માંડતી વખતનું વર્ણન છે. આ દરજ્જે ક્ષયરોગના અમુક અમુક લક્ષણો સુક્ષ્મ રૂપમાં બહાર દેખાવા માંડયા હોય છે અને તેથી અંગ્રેજી વૈદકમાં ઉપર કહેલાં લક્ષણોની હકીકત આવે છે.

**શરૂ થતા ક્ષયરોગનું જલદી તેમજ બરોબર નિદાન કરવા માટે દરદીને તપાસવાની સામાન્ય રીત**—Proper mode of examining the patient for Early and accurate diagnosis—જોકે આપણે ઉપર ક્ષયરોગના પુર્વરૂપના કેટલાંક લક્ષણો તેમ જ તેને લગતી કેટલીક ઉપયોગી હકીકતો કહી ગયા છીએ તો પણ તેટલા પરથી એટલે કે બારીક અને વિગતવાર તપાસ કર્યા વીના વ્યાધિની ખબર પડતી નથી અને તેટલા માટે વિદ્વાનોએ ક્ષયરોગની શરૂઆતની તપાસ કરવા માટે પણ કેટલીક પદ્ધતિઓ બતાવી છે કે જે પ્રમાણે બરોબર તપાસ કરવાથી શરૂ થતા વ્યાધિની કાંઈક અંશે ખબર પડે છે અને તેની સામાન્ય સમજ નીચે પ્રમાણે છેઃ—

Scheme of examination—તપાસની સામાન્ય રીત—કોઈપણ શકપડતો દરદી અગરતો દેખીતી રીતે આરોગ્ય જણાતો પણ સેજસાજ નરમ ગરમ રહેતો દરદી પોતાનાં શરીરની તપાસ કરાવવા આવે તો પ્રથમ તેની કેટલીક સામાન્ય હકીકત તથા કેટલાંક દેખીતાં લક્ષણોની તપાસ કર્યા બાદ તે દરદીની નીચે પ્રમાણે બારીક તપાસ કરવાથી વ્યાધિનું બરોબર નિદાન થઈ શકે છે. બનતાં સુધી પ્રથમ દરેક વાત દરદીને મોઢેથી જ સાંભળવી તેમ જ તેને પુછેલા પ્રશ્નોનો ઉત્તર પણ દરદીના મોઢેથી જ સાંભળવો. દરદી ગમે તેવી નજીવી વાત કહે અગર ગમે તેટલી લાંબી આડી વાત કહે તો

પણ તે ધીરજથી સાંભળવી કારણકે તેમાંથી પણ કેટલીક ઉપયોગી હકીકતો જાણવા મળે છે.

પ્રથમ દરદીનું નામ, ઉમર, વ્યાધિ શરૂ થયાની તારીખ, રહેઠાણ, વીગેરે જાણીલેવાં, કારણકે તે હકીકતો જાણવાથી પણ કેટલીક ઉપયોગી હકીકતો જાણવા મળે છે. નામ જાણવાથી દરદી કઈ જાતનો છે તે જાણવા મળે છે, અને તેટલા પરથી તેની સામાન્ય રહેણી કરણી તથા ખોરાક વીગેરેનું જ્ઞાન થાય છે. ઉમર જાણવાથી પણ ખરેખરો ક્ષયરોગ લાગુ પડી આવવાની ઉમર છે કે નહીં તેનું જ્ઞાન થાય છે કારણકે ખરેખરો ક્ષયરોગ ૧૮ થી ૩૦ વર્ષની ઉમર સુધીમાં ખાસ કરીને જણાય છે. રહેઠાણ જાણવાથી તે કેવા પ્રદેશમાં તેમ જ કેવી સ્થિતિમાં રહે છે અગર રહેતો હશે તેનું અનુમાન થઇ શકે છે. વ્યાધિ લાગુ થયાનો વખત જાણવાથી વ્યાધિ કેટલી ઝડપથી આગળ વધતો આવે છે તેમ જ હાલ તે કયા દરજ્જામાં આવે છે અગરતો હાલ તે કયા દરજ્જામાં હોવો જોઇએ તેનું જ્ઞાન થાય છે. ઉપરની હકીકતો જાણ્યા બાદ નીચેની હકીકતો અનુક્રમે જાણી લેવી.

**ક્ષયરોગની પ્રાથમિક અવસ્થાના નિદાન માટેની કેટલીક ઉપયોગી હકીકતો.** Some of the most important diagnostic points of The Pre-Tubercular or Primary stage of consumption–**કૌટુમ્બિક હકીકત:**-family history દરદીના કુટુંબની કેટલીક હકીકત જાણવાથી નિદાનમાં સરળતા આવે છે, માટે પ્રથમ દરદીના કુટુંબમાં કોઇને ક્ષયરોગ થયો હતો અને તેનાથી તેમનું મૃત્યુ થયું હતું કે કેમ તે જાણી લેવું, એટલે કે દરદીના માબાપ અગર માબાપના પણ માબાપ પૈકી કોઇનું ક્ષયરોગથી મૃત્યુ થયુ હતું કે કેમ તે જાણી લેવું, તેમ જ દરદીના ભાઈ ભાંડરૂ પૈકી કોઇને ક્ષયરોગ લાગુ પડી આવી તેથી તેમનું મૃત્યુ થયું હતુ કે કેમ તે જાણી લેવું. આ શીવાય દરદીના કુટુંબના માબાપ તથા વડીલો કેટલી આયુષ્ય ભોગવતા હતા તે પણ જાણી લેવું એટલે કે

તેઓ વૃદ્ધ ઉમરે કે નાની ઉંમરે ગુજરી જતા હતા તે જાણી લેવું. આ શીવાય દરદીના કુટુંબમાં કોઈ પણ જાતનો ખાસ વ્યાધિ ઘરના મનુષ્યોને લાગુ પડી આવતો હતો કે લાગુ પડી આવ્યો હતો તે પણ જાણી લેવું, કારણ કે કોઈ કોઇ કુટુંબનાં ઘણાં મનુષ્યોને સસણી, દમ, અગ્નિમાંદ્યતા, તથા સંધિવા વીગેરે વ્યાધિઓ લાગુ પડી આવતા જોવામાં આવે છે. તે શીવાય દરદીના કુટુંબની કોઈ પણ માનસિક તેમ જ શારીરિક વિલક્ષણતા જેવું જણાતું હોય તે પણ બારીક તપાસ કરી જાણી લેવું. ઉપરની સર્વે હકીકતો પરથી વ્યાધિનું નિદાન બહુ સરળતાથી જાણી શકાય છે.

**ધંધો**—Occupation–દરદીના ધંધાથી પણ કેટલીક ઉપયોગી હકીકત માલમ પડે છે માટે તપાસ દરમ્યાન દરદી શું ધંધો કરે છે તે જાણી લેવું, દાખલા તરીકે જો દરદી સલાટ, કડીયા, તથા તેવો બીજો ધંધો કે જેની અંદર ધુળના રજકણો દરદીનાં શ્વાસમાં જવાનો સંભવ હોય તેવો ધંધો કરતો હોય તો તેને ક્ષયરોગ લાગુ પડી આવવાનો વધારે સંભવ છે, તેમ જ જે દરદીનો ધંધો ખુલ્લી હવાને બદલે બંધેજ હવામાં બેસીને કરવાનો હોય તેને પણ ક્ષયરોગ લાગુ પડી આવવાનો વધારે સંભવ છે. તે શીવાય વધારે પ્રમાણમાં માનસિક મહેનતનો જેનો ધંધો હોય તેને પણ ક્ષયરોગ વધારે પ્રમાણમાં લાગુ પડી આવવાનો સંભવ છે. માટે તપાસની અંદર દરદીનો ધંધો પણ જાણી લેવો જોઈએ.

**વ્યાધિ શરૂ થયા પહેલાંની દરદીની જીંદગીની કેટલીક જાણવાજોગ હકીકતો**–Past History of the patient દરદીના કુટુંબની કેટલીક હકીકતો જાણ્યા બાદ ખુદ દરદીના શરીરની વ્યાધિ શરૂ થયા પહેલાંની કેટલીક હકીકતો જાણવાની જરૂર છે, એટલે કે બચપણથી તે જુવાની પ્રાપ્ત થતાં સુધીની દરેક નાની મોટી હકીકતો જાણવાની જરૂર છે. દાખલા તરીકે દરદીને બાલ્યાવસ્થામાં બાળકોને થઈ આવતા કેટલાક વ્યાધિઓ પૈકી કોઇ એક વ્યાધિ

સખત રીતે લાગુ પડી આવી લાંબો વખત ચાલવા પામ્યો હતો કે કેમ અને તેમાં પણ ખાસ કરીને ઓરી, સસણી તથા મોટી ઉધરસ વીગેરે વ્યાધિઓ કે જેના પરિણામે ફેફસાંમાં કેટલીક વિકૃતીઓ રહી જવા સંભવ છે તે વ્યાધિઓ પૈકી કોઇપણ વ્યાધિ લાગુ પડી આવી લાંબો વખત ચાલુ રહેવા પામ્યો હતો કે કેમ તે જાણી લેવું. તે શીવાય દરદી પોતાની બાલ્યાવસ્થામાં દરેક રીતે તંદુરસ્ત હતો અગર તો તેની તબીયત નરમ ગરમ ચાલ્યા કરતી હતી કે કેમ તે પણ જાણી લેવું. તે શીવાય વ્યાધિ શરૂ થયા પહેલાં થોડા ઘણા અંતરે દરદીને ન્યુમોનીયાનો વ્યાધિ લાગુ પડી આવ્યો હતો કે કેમ તે જાણી લેવું, કારણકે જીર્ણ ન્યુમોનીયાને પરિણામે ઘણાં મનુષ્યોને ક્ષયરોગ લાગુ પડી આવે છે. તે શીવાય દરદીને અગાઉ ટાઇફોઇડ જ્વર લાગુ પડી આવ્યો હતો કે કેમ તે જાણી લેવું, કારણકે ઘણીવાર ટાઇફોઇડ જ્વર એ ખરેખરો ટાઇફોઇડ જ્વર હોતો નથી પણ માત્ર ગુપ્ત રીતે રહેલું ક્ષયરોગનું વિષ જ્વર રૂપે ઉગ્ર રૂપ ધારણ કરવા પામેલું હોય છે કે જે પાછું યોગ્ય ઉપાયોથી શાંત પડી જવા પામે છે.

આ શીવાય દરદીને અગાઉ સખત ઇનફ્લ્યુએન્ઝાનો વ્યાધિ લાગુ પડીઆવ્યો હતો કે કેમ તે પણ જાણી લેવું, કારણકે ન્યુમોનીયા તથા ટાઇફોઇડ જ્વરની પેઠે ઇનફ્લ્યુએન્ઝાના પરિણામે પણ ઘણાં મનુષ્યોને ક્ષયરોગ લાગુ પડી આવે છે. આ શીવાય દરદીને અગાઉ પ્લ્યુરીસીનો વ્યાધિ લાગુ પડી આવ્યો હતો કે કેમ તે પણ જાણી લેવું કારણકે મોટા ભાગે પ્લ્યુરીસી એ ક્ષયરોગના પુર્વરૂપનું એક મુખ્ય લક્ષણ હોય છે.

ઉપર કહેલા વ્યાધિઓ શીવાય દરદીને વખતોવખત સસણીનો વ્યાધિ થઇ આવતો હતો કે કેમ અગર તો તેને બ્રોન્કોન્યુમોનીયાનો વ્યાધિ અગાઉ થઇ આવ્યો હતો કે કેમ, અગર તેને મધુપ્રમેહ અગર ન્યુરેસ્થેનીયા જેવો વ્યાધિ થઇ આવ્યો હતો કે કેમ અગર હાલમાં ચાલુ છે કે કેમ તે વીગતવાર જાણી લેવું. તે શીવાય દરદીને અગાઉ

ઉપદંશનો વ્યાધિ થઈ આવ્યો હતો કે કેમ તે પણ જાણી લેવું. ઉપરની સર્વે હકીકતો જાણવાથી ક્ષયરોગનું નિદાન જલદીથી થઈ શકે છે, કારણકે ઉપર કહેલા વ્યાધિઓના પરિણામરૂપ ઘણા મનુષ્યોને ક્ષયરોગ લાગુ પડી આવતો જોવામાં આવે છે.

**દરદીની કેટલીક ખાસ કુટેવો**—Several bad habits–ક્ષયરોગનું નિદાન કરવા માટે દરદીની કેટલીક કુટેવો તથા દરદીનાં કેટલાંક દુર્વ્યસનો વીગેરે પણ જાણી લેવાં, કારણકે તેથી પણ કેટલીક સવળતા પડે છે. દાખલા તરીકે દરદીને ભાંગ, તમાકુ, અફીણ તથા દારૂ વીગેરેનું બંધારણ છે કે કેમ તે જાણી લેવું, કારણકે વધારે પ્રમાણમાં ઉપર કહેલી ચીજોના ઉપયોગના પરિણામે પણ દરદીને ક્ષયરોગ લાગુ પડી આવવા સંભવ છે અને તેમાં પણ દારૂનો વિશેષ ઉપયોગ કરનારને તો ખાસ કરીને ક્ષયરોગ લાગુ પડી આવવાનો સંભવ છે અને તેને માટે એક વિદ્વાને કહ્યું છે કે–Alcohol makes the bed of the consumption એટલે કે દારૂના વધારે ઉપયોગથી ક્ષયરોગ લાગુ પડી આવવાની ધાસ્તિ રહે છે. તેજ પ્રમાણે વધારે પ્રમાણમાં તમાકુ વીગેરેના ઉપયોગથી પણ નુકશાન થવા સંભવ છે.

**ક્ષયરોગના ચેપના સંસર્ગમાં આવવું**—Exposure to infection–ક્ષયરોગનું નિદાન કર્યા પહેલાં દરદીને થોડાઘણા વખત અગાઉ કોઈપણ રીતે ક્ષયરોગનો ચેપ લાગી આવે તેવી સ્થિતિમાં રહેવું પડયું હતું કે કેમ તે જાણી લેવું. એટલેકે પોતાના કુટુંબમાં અગર કોઈપણ સગાસંબંધી અગર કોઈ પણ મિત્ર વીગેરે પૈકી કોઇને ક્ષયરોગ લાગુ થઈ આવ્યો હોય અને તેની સારવારમાં લાંબો વખત દરદીને રહેવું પડયું હતું કે કેમ તે જાણી લેવું, કારણકે આવી રીતે રહેવાથી ઘણીવાર ક્ષયરોગનો ચેપ લાગી આવી ક્ષયરોગ લાગુ પડી આવવા સંભવ છે, માટે દરદીની તપાસ કરતાં પહેલાં આ બાબત પણ જાણી લેવી.

**ચાલુ ઉપદ્રવો**—Present illness—ઉપર પ્રમાણે વીગતવાર તપાસ કર્યા બાદ દરદીને હાલમાં કયા કયા ઉપદ્રવો જણાય છે તેની તપાસ કરવી, કારણકે ક્ષયરોગ શરૂ થતાં દરદીને વ્યાધિના પુર્વરૂપનાં કેટલાંક ખાસ લક્ષણો જણાય છે કે જે લક્ષણોની હાજરીથી ક્ષયરોગ શરૂ થતો હોવાનું અનુમામ. થઈ શકે છે' જોકે આ સર્વે લક્ષણો વિષે આપણે અગાઉ વીગતવાર લખી ગયા છીએ તોપણ સગવડતાની ખાતર સંક્ષિપ્તમાં નીચે આપીએ છીએ કે જેમાંના એચાર ઉપદ્રવો ક્ષયરોગના પુર્વરૂપ તરીકે દરદીને જણાતાં હોવાનો સંભવ છે.

(a) A persistent cough or cold with a little expectoration.
(b) Loss of weight.
(c) Loss of strength or nervous energy.
(d) Slight dyspnoea on exertion.
(e) Haemoptysis, generally slight.
(f) Chilliness followed by flushing or a feeling of undue warmth, indicative of fever.
(g) Pain in the chest or pain refered to the shoulder blade.
(h) Hoarseness.
(i) Loss of appetite, with digestive disturbances.

દરદીનું બરોબર ધ્યાન નહીં ખેંચાય તેટલા પ્રમાણમાં પણ હમેશાં ચાલુ જણાતી થોડી થોડી ખાંસી તથા શરદી તથા તે સાથે થોડાઘણા પ્રમાણમાં કફનું છુટવું. દરદીના શરીરના વજનમાં તેમજ શરીરની શક્તિ તથા ઉત્સાહનો ઘટાડો, સેજસાજ મહેનતનું કામ કર્યા બાદ સેજસાજ શ્વાસનું વધી આવવું. સહેજસાજ પ્રમાણમાં વખતોવખત છાતીમાંથી લોહી પડવું. નિયમીત રીતે હમેશાં સહેજસાજ

ઠંડીની સાથે જીર્ણજ્વરના જેવો શરીરમાં ગરમાવો જણાવો. છાતી તેમજ ખભાના ભાગમાં થોડોઘણો દુખાવો જણાઈ આવવો, અવાજનું બેસી જવું અગર અવાજ ઘોઘરો થઈ જવો, તેમજ અગ્નિમાંદ્યતા તથા પાચનક્રિયાને લગતા બીજા ઉપદ્રવો વીગેરે જણાઈ આવવા.

સામાન્ય રીતે ક્ષયરોગ શરૂ થતાં એટલે કે ક્ષયરોગનું જંતુજન્ય વિષ શરીરમાં દાખલ થતાં દરદીને ક્ષયરોગના પુર્વરૂપ તરીકે ઉપર કહેલાં લક્ષણો પૈકી ઘણાંખરાં લક્ષણો જોકે ઓછા વધતા પ્રમાણમાં જણાતાં હોય છે પણ તે કોઈ કોઈવાર એવાં તો સુક્ષ્મ પ્રમાણમાં જણાતાં હોય છે કે દરદીનું તેમજ ઘરના મનુષ્યોનું બરોબર ધ્યાન ખેંચાતું નથી. દાખલા તરીકે દરદીને ઓછી વધતી સવારસાંજ તેમજ રાત્રીના વખતમાં થોડીઘણી ખાંસી આવતી હોય છે અને તેની સાથે થોડાઘણા પ્રમાણમાં કફ પણ પડતો હોય છે, પણ તે શરૂઆતમાં બહુ ત્રાસદાયક નહીં હોવાથી દરદીનું ધ્યાન ખેંચાતું નથી પણ બારીક સવાલો પુછવાથીજ માલમ પડે છે કે દરદીને થોડીઘણી ખાંસીની પેઠે દરદીને હમેશાં નિયમિત રીતે સાંઝના ભાગમાં થોડીઘણી ઠંડીની સાથે સેજસાજ તાવ જેવો ગરમાવો જણાતો હોય છે કે જે બારીક તપાસથીજ માલમ પડે તેવો હોય છે. તેવીજ રીતે દરદી જોકે હમેશાં પોતાનું નિયમિત કામકાજ કરતો હોય છે તોપણ તેનામાં પ્રથમ જેટલો ઉત્સાહ હાલ જણાતો હોતો નથી, તેવીજ રીતે દરદીના શરીરના વજનમાં પણ હમેશાં થોડોઘણો ઘટાડો grain by grain decay થતો જતો હોય છે, કે જે બારીક તપાસ કરનારને પણ નિયમિત વજન કરવાથીજ માલમ પડે છે. આ શીવાય દરદીના અવાજમાં પણ થોડોઘણો ફેરફાર થઈ ગયેલો હોય છે તેમજ દરદીની જઠરાગ્નિમાં પણ થોડો ઘણો ફેર પડી ગયેલો હોય છે એટલે કે પહેલાં તે જેટલો ખોરાક લઇ શકતો હતો તેટલો ખોરાક હાલ લઈ શકતો નથી એટલુંજ નહીં પણ દીનપર દીન ખોરાક કમી થતો જતો હોય છે.

ઉપર પ્રમાણે લક્ષણો લાંબો વખત ચાલુ રહેતા અમુક વખતે શરીરમાં વધારે નબળાઈ જણાતાં દરદીને ભાસ થાય છે કે પોતાને કાંઈક રોગ થયો છે અને તેથી જો તે પોતે વિચાક્ષણ હોય તો તુરતજ વૈદ્ય દાક્તર પાસે તપાસ કરાવવા આવે છે અને સારા નશીબે જો વૈદ્ય દાક્તર કાળજીવાળો હોય તો બરોબર ધ્યાન પહોંચાડી વ્યાધિનું નિદાન કરી શકે છે.

ઉપર પ્રમાણે વસ્તુસ્થિતિ હોવાથી અમારે ખાસ ભાર દઈને કહેવાનું જે ઉપર પ્રમાણે લક્ષણો જણાતાં દરેક મનુષ્યે પોતાના શરીરની બરોબર તપાસ કરાવવી જોઈએ.

**શારીરિક અગર ફેફસાંની સ્થાનિક તપાસ**—Physical Examination—જોકે ક્ષયરોગનું પાકું નિદાન કરવા માટે દરદીનાં ફેફસાંની સ્થાનિક તપાસ કરવાની ખાસ જરૂર હોય છે, કારણકે ફેફસાંની સ્થાનિક તપાસમાં જે લક્ષણો જણાય છે તે ઘણુંકરીને નિશ્ચયાત્મક જેવાં હોય છે, પણ દીલગીરીની વાત એ છે કે વ્યાધિની શરૂઆતમાં ફેફસાંની અંદર સ્થાનિક વિકૃતિ ઘણી થોડી થતી હોવાને લીધે તેવાં લક્ષણો વધારે સ્પષ્ટ જણાતાં નથી, પણ માત્ર વ્યાધિનો વધારો થતાં તે ચિન્હો વધારે સ્પષ્ટ રીતે જણાવા માંડે છે, કે જે વખતે ક્ષયરોગનું નિદાન બીજાં કારણોથી પણ વધારે સહેલાઇથી થઇ શકતું હોય છે. તે શીવાય ફેફસાંની સ્થાનિક તપાસ કરવામાં બહુજ અનુભવની જરૂર છે એટલેકે પાકો અનુભવી માણસજ તેની બરોબર પરિક્ષા કરી શકે છે. સામાન્ય રીતે ફેફસાંની સ્થાનિક તપાસ કે જે ક્ષયરોગમાં અગત્યની ગણાય છે તેનું ખાસ કારણ એ છે કે તે તપાસથી ફેફસાંમાં વ્યાધિ કયે ઠેકાણે બરોબર લાગુ થયો છે તેમજ કેટલા વિસ્તારમાં તેમજ કેટલી તિવ્રતામાં લાગુ થવા પામ્યો છે તેનું બરોબર જ્ઞાન થઇ શકે છે, પણ તે બધું ક્ષયરોગની વૃદ્ધિ થતાંજ માલમ પડે છે, એટલે કહેવાની મતલબ એ છે કે શરૂ થતા ક્ષયરોગમાં ફેફસાંની સ્થાનિક તપાસથી વ્યાધિનું

નિદાન બરોબર થઈ શકતું નથી પણ તેના માટે તો શરૂઆતના કેટલાંક લક્ષણો પરજ આધાર રાખવો પડે છે અને આધાર રાખવો જોઈએ એમ વિદ્વાનોનું કહેવું છે.

બારીક રીતે સ્થાનિક તપાસ કર્યા પછી પણ જો કોઇ ચિકિત્સક ક્ષયરોગના નિદાન માટે માત્ર સ્થાનિક લક્ષણો પર આધાર રાખે તો ઘણુંકરીને તે વખતસર તેમજ ચોક્કસ નિદાન કરી શકતો નથી, કારણકે ફેફસાંની જુદી જુદી જાતના અવાજોમાં એવા તો બારીક ફેરફાર જોવામાં આવે છે કે તેટલા પરથી ચોક્કસ નિદાન કરી શકાતું નથી અને તેથી તેવા અચોકસ પુરાવાથી દરદીને સખત પરેજી તેમજ સખત ચિકિત્સામાં રાખવો એ વ્યાજબી નથી. સામાન્ય રીતે ક્ષયરોગના વખતસરના નિદાન માટે જો દરદીના બળખામાં રોગજંતુઓ જોવામાં ન આવે તેમજ ફેફસાંની અંદર ચોકસ સ્થાનિક વિકૃતિ જોવામાં ન આવે તેમજ દરદીને ફેફસાં સીવાય બીજા સ્થળેથી લોહી પડતું હોવાનું જોવામાં આવે તો માત્ર શારીરિક લક્ષણો પરજ આધાર રાખવો જોઇએ.

ઉપરની હકીકત પરથી સમજાય છે કે શરૂ થતા ક્ષયરોગનું નિદાનતો પ્રથમનાં કેટલાંક લક્ષણો પરથી જ સારી રીતે સમજાય છે તો પણ કેટલીક વાર બહુ શક પડતાં દરદી માટે ફેફસાંની સ્થાનિક તપાસ પણ કરવી પડે છે કે જેનાથી નિશ્ચયાત્મક નિદાન થઈ શકે છે. જોકે સ્થાનિક તપાસમાં બીજી અનેક જાતની તપાસોનો સમાવેશ થાય છે જેમકે ૧. Inspection–અવલોકન, પરિક્ષા ૨ Mesurement ફેફસાનું માપ કરવાથી કરવામાં આવતી પરિક્ષા, ૩. Succussion છાતીને હલાવીને કરવામાં આવતી પરિક્ષા, Palpation–સ્પર્શ પરિક્ષા, Percussion–છાતી ઉપર હાથનાં આંગળાં લગાડીને અવાજથી કરવામાં આવતી પરિક્ષા, Auscultation–શ્રવણ પરિક્ષા, Thermometry–થરમોમીટરથી

ફરવામાં આવતી પરિક્ષા તથા Spirometry—એટલે સ્પીરોમીટર નામના યંત્રથી છાતીનું જીવન સામર્થ્ય જાણવા રૂપ પરિક્ષા.

ફેફસાંની સ્થાનિક તપાસમાં ઉપર પ્રમાણે સાત આઠ બાબતોનો સમાવેશ છે અને બધી બાબતોનો તપાસ કરવાથી વ્યાધિનું યથાર્થ જ્ઞાન થઈ શકે છે, પણ તે બધી બાબતોમાં અભ્યાસ અને અનુભવની જરૂર હોવાથી તેમજ તે પૈકી કેટલીક બાબતો વ્યાધિ વધારે થતાં સ્પષ્ટ જણાવાનો સંભવ હોવાથી શરૂઆતમાં તો માત્ર તે પૈકી બે ત્રણ જાતની પરિક્ષાઓ ઘણા વૈદ્ય દાક્તરો કરે છે અને વ્યાધિનું બરોબર નિદાન કરી શકે છે.

ઉપર કહેલી બધી જાતની પરિક્ષાઓ માત્ર અનુભવથી આવડતી હોવાથી તેમજ સહેલથી સમજી શકાય તેવી નહીં હોવાથી આપણે અત્રે તે વિષેનું વધારે વિવેચન નહીં કરતાં માત્ર ટુંકામાંજ તેના મુખ્ય મુદ્દાઓ આપીશું.

છાતીનું અવલોકન કરવાથી, તેનું માપ લેવાથી, તેમજ છાતી પર આગળ પાછળ હાથની હથેળી અગર આંગળા મુકીને સ્પર્શ કરી જોવાથી ફેફસાંની સ્થિતિનું કેટલુંક જ્ઞાન થાય છે. દરદીની છાતી નીહાળવાથી ફેફસાંની હલન ચલન શક્તિ જોવામાં આવે છે. જો ફેફસાં તંદુરસ્ત હોય તો બન્ને ફેફસાં એકસરખાં ઉંચાં નીચાં થતાં હોય છે, પણ તેમાં વ્યાધિ થતાં તે પૈકી એકાદ ફેફસું સહેજ કમી ઉંચું થતું જોવામાં આવે છે તેમજ તે બીજા ફેફસાં કરતાં સહેજ મહોડું ઉંચું થતું જોવામાં આવે છે. જે ફેફસું ઓછું ઉંચું થતું જોવામાં આવે તે બાજુના ફેફસામાં વ્યાધિ છે એમ સહજ અનુમાન થાય છે. જોકે પુરૂષને જે બાજુ કામ કરવાની ટેવ હોય તે બાજુનું ફેફસું જરા વધારે ઉચું આવે છે તેમજ સ્ત્રીઓનું જમણું ફેફસું સેજ વધારે ઉચું આવવા સંભવ છે તેનો સેજ ખ્યાલ રાખવો.

બીજું જે બાજુના ફેફસામાં વ્યાધિ લાગુ થયેલ હોય તે બાજુ સહેજ ચપટી flattened થઇ ગયેલી હોય છે. કારણ કે

વ્યાધિને લીધે તે બાજુના માંસ તથા સ્નાયુઓનો ક્ષય થઈ જવાથી તે ભાગ ચપટો થઇ જવા સંભવ છે તેમજ તે ભાગનું હલન ચલન જેવું જોઇએ તેવું થતું નથી તેમજ તે ભાગનું ઉપરનું હાડકું જરા તરી આવે છે અને છાતી સંકોચાઈ ગયા જેવી જણાય છે.

બીજું છાતીની આગળ અને પાછળ અનુક્રમે હાથની હથેળી અગર આંગળા મુકીને જોવાથી છાતીની કઈ બાજુ વધારે ફુલે છે તેનું પણ જ્ઞાન થાય છે તેમજ દરદીને બોલવાનું કહેવાથી તેના વાક્ધ્વનીનું પણ જ્ઞાન થાય છે. સાધારણરીતે વ્યાધિલાગુ થતાં વાક્ધ્વની સહેજ વધારે જોરથી સંભળાય છે.

ફેફસાંને આંગળીયોથી ઠોકીજોવાથી કરવામાં આવતી પરિક્ષા Percussion—આ પરીક્ષા ક્ષયરોગના નિદાન માટે ઉપયોગી છે. સામાન્ય રીતે ફેફસાં હમેશાં પોકળ અને હવાથી ભરેલાં હોવાથી તેનો અવાજ ખાસ પ્રકારનો પોકળ સંભળાય છે, પણ જ્યારે ફેફસામાં અન્ય પદાર્થનો જમાવ થઈ આવી તે વ્યાધિગ્રસ્ત થવા પામે છે ત્યારે તે પોકળ મટી નક્કર થવા પામે છે અને તેથી તે પર આંગળાઓથી ઠોકી જોવાથી તે ભાગ બોદો સંભળાય છે અને જેટલો ભાગ બોદો સંભળાય તેટલા ભાગમાં વ્યાધિલાગુ થવા પામ્યો છે એમ અનુમાન થાય છે. આ તપાસમાં પણ કેટલાક ખાસ જાતના અવાજો જણાય છે અને તેનાથી વ્યાધિનું યથાર્થ જ્ઞાન થઈ શકે છે, પણ તે વિષય અનુભવથી જ જાણવામાં આવતો હોવાથી તેનું વિશેષ વર્ણન આપવામાં આવેલ નથી.

શ્રવણ પરીક્ષા Auscultation—ક્ષયરોગ તેમજ ફેફસાંના બીજા વ્યાધિની અંદર ફેફસાંની સ્થાનિક તપાસમાં આ જાતની તપાસ નિદાન કરવા માટે સર્વોત્તમ છે. આ પરીક્ષાથી વ્યાધિનું યથાર્થ જ્ઞાન થાય છે એટલું જ નહીં પણ ફેફસાંની અંદર વ્યાધિના ખરા ઠેકાણાનું તેમજ વ્યાધિના સ્વરૂપનું બરોબર જ્ઞાન થાય છે. આ જાતની પરીક્ષા સ્ટેથેસકોપ નામનું યંત્ર કે જે દરેક દાકતરો હમેશાં

પોતાની પાસે રાખે છે તે વડે કરવામાં આવે છે. આ જાતની પરીક્ષા સંપૂર્ણપણે શોધી કાઢવાનું માન વિદ્વાન અને સુપ્રસિદ્ધ ફ્રેન્ચ દાક્તર Laennec લેનેકને ઘટે છે. આ તપાસમાં સ્ટેથેસ-કોપવડે ફેફસાંની શ્રવણ પરીક્ષા કરવામાં આવે છે એટલે કે સ્ટેથેસ કોપ છાતી પર દરેક યોગ્ય સ્થળે મુકી તેમાંથી નીકળતા અવાજો તે વડે સાંભળવામાં આવે છે, અને તે અવાજો પરથી ફેફસાં તંદુ-રસ્ત છે કે વ્યાધિગ્રસ્ત છે તેનું અનુમાન થઈ શકે છે. આ પરી-ક્ષામાં કેટલાક સ્વાભાવિક અને કેટલાક અસ્વાભાવિક અવાજો. Sounds સંભળાય છે અને તે પૈકીના અસ્વાભાવિક, નવા અને વિલક્ષણ અવાજો પરથી વ્યાધિના સ્વરૂપનું જ્ઞાન થઇ શકે છે. આવા અસ્વાભાવિક અવાજોને અંગ્રેજીમાં Rales કહેવામાં આવે છે.

સ્ટેથેસકોપવડે સાંભળવામાં આવતા મુખ્ય અવાજો.

સામાન્ય રીતે સ્ટેથેસકોપવડે મુખ્યત્વે કરી ત્રણ પ્રકારના અવાજો સંભળાય છે. જેવા કે—

The sounds of breathing=શ્વાસધ્વનિ.
The Voice Sounds=વાકધ્વનિ.

New or adventitous Sounds=તદ્દન જુદી જુદી જાતના વધારાના અસ્વાભાવિક વિલક્ષણ ધ્વનિઓ.

ઉપર કહેલા ત્રણે પ્રકારના અવાજો પૈકી દરેક પ્રકારમાં સ્વા-ભાવિક અને અસ્વાભાવિક અવાજો સંભળાય છે અને તે પૈકીના અસ્વાભાવિક અવાજો પરથી ફેફસાંની સ્થિતિનું જ્ઞાન થાય છે. ઉપર કહ્યા પ્રમાણે સ્ટેથેસકોય વડે ફેફસાંની પરીક્ષામાં જોકે ત્રણ પ્રકારના અવાજો સંભળાય છે પણ તે પૈકી ત્રીજા પ્રકારના અવાજો કે જેને Rales કહેવામાં આવે છે તે ફેફસાંની વ્યાધિના અને તેમાં પણ ક્ષયરોગના નિદાન માટે બહુ ઉપયોગી છે. આ પ્રકારના અવાજોની પણ વિદ્વાનોએ Dry and Miost સુકા અને ભીના

અવાજો એવા બે મુખ્ય ભેદ પાડેલા છે અને તે દરેકના કેટલાક પેટા પ્રકારો પણ પાડે છે જેવા કે Sonorous, Sibilant, Crepitant, Sub-crepitant, Submucous, dry crackling, moist crackling and cavernous &c સોનોરસ, સીબીલન્ટ, ક્રેપીટન્ટ, સબક્રેપીટન્ટ, સબમ્યુકસ, ક્રેકલીંગ અને કેવરનસ વીગેરે ઉપર કહેલા અવાજોના જોકે અનેક પ્રકારો છે પણ તે બરોબર ઓળખી કાઢીને વ્યાધિનું નિદાન કરવું એ કાંઈ સહેલું કામ નથી તેમજ એ પુસ્તક વાંચીને તેમજ સાધારણ ભાષણ સાંભળીને આવડી જાય તેમ નથી પણ તેમાં પુરતા અનુભવથી જરૂર છે અને તેથી તે વિષે અત્રે વધારે વીવેચન કરવું નકામું છે કારણ કે તે વીષય પુરતા અનુભવીઓનોજ છે.

ઉપર કહ્યા પ્રમાણેના નવા અને વિલક્ષણ અવાજો સંભળાવાનું ખાસ કારણ એ છે કે ક્ષયરોગની અંદર તેમજ ફેફસાનાં બીજા વ્યાધિની અંદર કોઇ પણ ઠેકાણે પાક, સોજો અગર પરૂ થવા પામ્યું હોય છે અગર તો ફેફસાંની અંદર અન્ય પદાર્થનો જમાવ થવાથી ફેફસાંનો અમુક ભાગ નક્કર થઈ જવા પામ્યો હોય છે. અને તેના પરિણામે ફેફસાં તથા શ્વાસનળીનો અમુક અમુક ભાગ સંકોચાઇ જવા પામ્યો હોય છે અને એવી સ્થિતિમાં ફેફસાંની અંદર શ્વાસ લેતી વખતે અને શ્વાસ મુકતી વખતે યોગ્ય પ્રમાણમાં હવાનું આવાગમન થઇ શકતું નથી અટલું જ નહીં પણ જે થોડાઘણા પ્રમાણમાં હવાનું આવાગમન થવા પામે છે તે વખતે પણ ફેફસાંની સ્થાનિક વિકૃતિ પ્રમાણે શ્વાસોશ્વાસ લેતી વખતે અનેક પ્રકારના નવા અને વિલક્ષણ અવાજો સંભળાય છે અને તેને વિદ્વાનોએ ઉપર કહેલું Rales નામ આપ્યું છે.

ઉપર કહેલા નવા અને ખાસ જુદા પ્રકારના વિલક્ષણ ધ્વનિઓ ક્ષયરોગની અંદર ફેફસાંની શ્રવણ પરીક્ષામાં સૌથી અગત્યના છે. એકલે કે તેઓ જોકે ઘણા અલ્પ પ્રમાણમાં તેમજ મૃદુ હોય

તો પણ જો તેઓ અમુક ચોકસ ઠેકાણે જણાતાં હોય તેમજ જાથુકના કાયમી હોય તો તે ક્ષયરોગના નિદાન માટે બીજા દરેક જાતના અવાજો કરતાં વધારે વજનદાર છે. જોકે કાલ્પનિક રીતે કદાચ આવા અવાજો ક્ષયરોગની પ્રાથમિક અવસ્થાના ગણવામાં ન આવે તો પણ મોટા ભાગે હાલના ચિકિત્સકો તેવા અવાજોપર નિદાનનો આધાર રાખે છે પણ માત્ર તે અમુક ચોકસ ઠેકાણાના તેમ જ જાથુકના હોવા જોઇએ. ખાસ નિયમ તરીકે આવા અવાજો સાંભળવા માટે પ્રથમ દરદીને ખાંસી ખવરાવવી જોઇએ અને ત્યારબાદ ઉંચો શ્વાસ લેવરાવીને આવા અવાજો સાંભળવા જોઇએ કારણકે આવા અવાજો ઘણુંકરીને ખાંસી ખાધા બાદ વધારે સહેલાઇથી સંભળાય છે. આવા અવાજો ક્ષયરોગના નિદાન માટે બહુ જ અગત્યના હોવાથી દરેક મનુષ્યે છાતીની વારંવાર તપાસ કરાવવા ચુકવું નહીં.

ફેફસાંની સ્થાનિક તપાસમાં ફેફસાંના તળીયાના ભાગની પણ તપાસ કરવી જોઇએ.

દરેક દરદીની સ્થાનિક તપાસ કરવામાં ચિકિત્સકે દરદીના ફેફ-સાંના ઉપરના ભાગની Apex સાથે સાથે ફેફસાંના તળીયાના ભાગ base ની પણ બનતાં સુધી તપાસ કર્યા વિના રહેવું નહીં, કારણકે કોઈ કોઈ વાર મોટા મનુષ્યોના અને મોટા ભાગે બાળકોનાં ફેફસાં પૈકી એક અગર બન્ને ફેફસાંમાં સ્થાનિક લક્ષણો જણાયા પહેલાં ફેફસાંના તળીયાના ભાગમાં પણ કોઇ પણ વિકૃતિ જણાતી હોય છે.

ઉપર પ્રમાણે ફેફસાંના તળીયાના ભાગમાં સ્થાનિક વિકૃતિ જણાતાં મોટા મનુષ્યોમાં તે નીચે કહેલી બે જાતની વિકૃતિ માંહેની એક વિકૃતિ હોવા સંભવ છે: એટલે કે ક્ષયરોગનાં બીજાં લક્ષણો જણાતાં ન હોય તેમ જ ફેફસાંના ઉપરના ભાગમાં કાંઈ પણ વિકૃતિ જણાતી ન હોય તો તે ક્ષયરોગનાં લક્ષણો નથી એમ માનવું, તેમ છતાં જો તળી-યાના ભાગમાં કાંઈ પણ વિકૃતિ જણાતી હોય પણ ઉપરના ભાગમાં

કાંઇ પણ વિકૃતિ માલમ ન પડે તો પછી તે વ્યાધિ પ્લ્યુરીસી, સસણી, તથા બ્રોન્કોન્યુમોનીયાના પરીણામરૂપ હોવી જોઇએ એમ માનવું.

**થરમોમીટર એટલે ઉષ્ણતામાપક યંત્રથી કરવામાં આવતી પરિક્ષા**—Thermometry–ક્ષયરોગમાં થરમોમીટરથી કેટલીક ઉપયોગી હકીકત મળી આવે છે. અને તેમાં પણ ખાસ-કરીને ક્ષયરોગની શરૂઆતમાં કે જ્યારે દરદીને તાવ ઘણા જ સુક્ષ્મ પ્રમાણમાં અને તે પણ સાંજરે અગર રાત્રીના વખતમાં થોડો ઘણો આવતો હોય ત્યારે તે બહુ જ ઉપયોગી મદદ કરે છે. ઉપર કહ્યા પ્રમાણેના ક્ષયરોગની શરૂઆતના સુક્ષ્મ પ્રમાણના એટલે જીર્ણ અથવા ઝીણા તાવની થરમોમીટર શીવાય બરોબર ખબર પડતી નથી, કારણકે તે વખતે દરદીને સાધારણ હાથથી તપાસતાં સામાન્ય મનુષ્યોને તાવની ખબર પડતી નથી એટલું જ નહીં પણ ખુદ દરદી પોતાને પણ બરોબર ખબર પડતી નથી, માટે આવે વખતે શક પડતા દરદીના શરીરની ગરમી થરમોમીટરથી બરોબર જાણવી જોઇએ એટલે કે સાંજના વખતમાં અગરતો રાત્રીના વખતમાં જ્યારે તાવ જેવું જણાતું હોય ત્યારે તેમ જ આખા દીવસમાં દર ચાર ચાર કલાકે દરદીના શરીરને થરમોમીટરથી તપાસવું જોઇએ. ઉપર પ્રમાણે થોડા દીવસ નિયમિત તપાસ કરતા રહેવાથી જો દરદીને તાવ જેવું રહેતું હશે તો તેની તરત ખબર પડી આવશે.

સામાન્ય રીતે વિદ્વાનોનો અભિપ્રાય છે કે ક્ષયરોગ લાગુ થયેલા દરદીના શરીરનું વજન દેખાઇ આવે તેટલા પ્રમાણમાં ઘટવા માંડયા પહેલાં તેમ જ દરદીના ફેફસાંમાં તરત જણાઇ આવે તેવી સ્થાનિક વિકૃતિ થયા પહેલાં દરદીના શરીરની ગરમી સેજસાજ વધેલી રહેવા પામે છે. એટલે કે જ્યારે જ્યારે કોઇપણ દરદીના ફેફસામાં ક્ષયરો-ગના જંતુઓનો જમાવ થવા પામી ક્ષયરોગની શરૂઆત થાય છે ત્યારે ત્યારે વ્યાધિના પ્રમાણમાં દરદીના શરીરની ગરમી સેજસાજ વધી આવે છે, એટલે કે શરૂઆતમાં દરદીના શરીરની ગરમી ૯૮$\frac{2}{5}$

રહેવાને બદલે સેજ વધીને ૯૯ થી ૧૦૧ ડીગ્રી સુધીમાં રમ્યા કરે છે. જો કે બીજા કેટલાક વ્યાધિઓમાં ઉપર કહ્યા પ્રમાણે દરદીને ઝીણો તાવ આવતો હોય છે તો પણ જો નિયમિત રીતિ અને લાંબો વખત તે પ્રમાણે જીર્ણ તાવ ચાલુ રહેતો જોવામાં આવે તો તે મોટા ભાગે ક્ષયરોગની એક શરૂઆતની નીશાની તરીકે માનવામાં આવે છે.

ઉપર પ્રમાણે થરમોમીટરથી ક્ષયરોગની શરૂઆતની ખબર પડે છે એટલું જ નહીં પણ ક્ષયરોગ વધવા માંડયા પછી પણ શરીરની ગરમી જાણવાથી ક્ષયરોગ કેટલે દરજ્જે અને કેટલા વિસ્તારમાં વધવા પામ્યો છે તેમ જ વધતો જાય છે તેની પણ ખબર પડે છે, કારણ કે જેટલા પ્રમાણમાં ફેફસાંમાં વધારે બીગાડ થયો હોય અગર થતો જતો હોય તેટલા પ્રમાણમાં દરદીના શરીરની ગરમી વધતી જતી જોવામાં આવે છે. આ અરસામાં સામાન્ય રીતે તાવ ૧૦૧ થી ૧૦૪ જેટલી ડીગ્રીમાં દરરોજ રમ્યા કરે છે.

**સ્પીરોમેટ્રી**—Spirometry–સ્પીરોમીટર નામના યંત્રથી કરવામાં આવતી પરિક્ષા. સ્પીરોમીટર નામનું એક બહુ જ સાદુ યંત્ર આવે છે કે જેનાથી ફેફસાનું સામર્થ્ય કેટલું છે તેનું માપ કરી શકાય છે અને તે માપ ઉપરથી ફેફસાંની સ્થિતિ કેવી છે તેનું યથાર્થ જ્ઞાન થાય છે. ઉપર કહેલી બીજી બધી પરિક્ષાઓ કરતાં આ પરિક્ષાનો ઉપયોગ જો કે વધારે કરવામાં આવતો નથી તો પણ જો આ જાતની પરિક્ષા કરવામાં આવે તો ફેફસાના સંગીનપણાનું યથાર્થ જ્ઞાન થાય છે અને બીજા ગોટાળા પડતાં ચિન્હોથી થોડોઘણો શક પડતો હોય તો તે દુર થાય છે અને વ્યાધિ લાગુ થયો હશે કે નહીં તેનું બરોબર જ્ઞાન થાય છે. આ પ્રમાણે હોવાથી પ્રથમ આપણે ફેફસાંનું જીવનસામર્થ્ય એટલે શું તથા સાધારણ તે કેટલું હોવું જોઇએ તે જાણવાની જરૂ છે.

**ફેફસાંનું સામાન્ય સામર્થ્ય અથવા હવાની ધારણાશક્તિ**—Capacity of Lungs–વિદ્વાનોએ બારીક અવલોકનના

પરિણામે નિર્ણય કર્યો છે કે દરેક તંદુરસ્ત યુવાન મનુષ્યના ફેફસાંનું સામર્થ્ય સાધારણ રીતે ૩૨૦-ઘન-ઇંચ-હવાનું હોય છે એટલે કે તંદુરસ્ત ફેફસાંની સામાન્ય ધારણાશક્તિ આશરે ૩૨૦. ઘ. ઈ. હવાની હોય છે એટલે કે તેમાં તેટલી હવા અહરનીશ ભરેલી રહેવા પામે છે.

ઉપર કહ્યા પ્રમાણે જો કે ફેફસાંની સામાન્ય ધારણાશક્તિ ૩૨૦ ઘ. ઈ. હવાની હોય છે તો પણ તે પૈકી બધી હવાનો દર શ્વાસોશ્વાસ વખતે વ્યય થતો નથી પણ તે પૈકી માત્ર. ૨૦. ઘ. ઈ. હવાનો જ વ્યય થાય છે એટલે કે દર શ્વાસોશ્વાસ વખતે વીશ ૨૦. ઘ. ઈ. હવા લેવામાં આવે છે અને તેટલી હવા દર બાહ્ય શ્વાસ વખતે બહાર કાઢવામાં આવે છે અને બાકીની એટલે કે ૩૦૦. ઘ. ઈ. હવા કાયમ ફેફસામાં ભરેલી જ રહેવા પામે છે.

ઉપર આપણે કહી ગયા છીએ કે આપણાં ફેફસાંમાં સામાન્ય રીતે ૩૨૦. ઘ. ઈ. હવા હમેશાં ભરેલી રહેતી હોવા છતાં તે પૈકી માત્ર ૨૦. ઘ. ઈ. હવાનો જ વ્યય આપણે કરીયે છીએ તો પણ વિદ્વાનોએ નિર્ણય કર્યો છે કે ખંત અને પ્રયાસથી મનુષ્ય દર શ્વાસ વખતે વધારે હવા શ્વાસમાં લઈ શકે અને દર બાહ્ય શ્વાસ વખતે વધારે હવા બહાર પણ કાઢી શકે. એટલે કે મનુષ્ય ખંત અને પ્રયાસથી વધારેમાં વધારે ૧૦૦ ઘ. ઈ. હવા શ્વાસમાં લઈ શકે અને તેટલી હવા એટલે ૧૦૦ ઘ. ઈ. હવા વધારેમાં વધારે શ્વાસમાં બહાર કાઢી શકે એવો વિદ્વાનોએ નિર્ણય કર્યો છે.

ઉપરની ગણત્રી પરથી સહજ સમજાય છે કે મનુષ્ય ખંત અને પ્રયાસથી વધારેમાં વધારે ૧૦૦. ઘ. ઇ. જેટલી હવા દર શ્વાસ વખતે બહાર કાઢી શકે. આ પ્રમાણે વધારે હવા શ્વાસમાં લઇ શકાતી હોવાથી તેમ જ બાહ્ય શ્વાસમાં વધારે હવા બહાર કાઢી શકાતી હોવાથી મનુષ્ય વધારેમાં વધારે જોરથી શ્વાસમાં હવા લઈ વધારેમાં વધારે જેટલી હવા બહાર કાઢી શકે તેને વિદ્વાનોએ ફેફસાંનું જીવનસામર્થ્ય. Vital Capacity એ નામ આપ્યું છે.

**છાતીનું જીવનસામર્થ્ય—Vital capacity of the chest**—મનુષ્યનું જીવનસામર્થ્ય જાણવાથી મનુષ્યની તંદુરસ્તી તેમ જ તેના ફેફસાંની સ્થિતિનો ખ્યાલ આવી શકે છે અને તેથી વીમો ઉતારનારી કંમ્પનીઓ વીમો ઉતારતી વખતે તેની પર ખાસ ધ્યાન આપે છે. ફેફસાંના સામર્થ્યનો પુરેપુરો અભ્યાસ પ્રસિદ્ધ દાક્તર હચીનસને કર્યો છે અને બહોળા અનુભવના અંતે તેનું સામાન્ય પ્રમાણ કેટલું હોવું જોઇએ તેનો પણ નિર્ણય કર્યો છે. જો કે દાક્તર હચીનસને જીવનસામર્થ્યનું પ્રમાણ નક્કી કર્યું છે તો પણ તે પુરૂષની ઉંચાઈ, વજન, વય તથા સામાન્ય આરોગ્યતા પર આધાર રાખે છે એમ પણ તેણે કહ્યું છે માટે જીવનસામર્થ્યનો નિર્ણય કરતાં તે બાબતનો ખ્યાલ રાખવો.

સાધારણ રીતે પુરૂષની ખરી જુવાની ત્રીસથી પાંત્રીશ વર્ષની ઉમર સુધીમાં બરોબર હોય છે એટલે જીવનસામર્થ્યનું જે પ્રમાણ આપ્યું છે તે તેટલી ઉમરના જુવાન પુરૂષનું છે એમ સમજવું, અને તે પ્રમાણે વધતી ઉમરે તેમાં ફેરફાર પડવા સંભવ છે એમ પણ ખ્યાલ રાખવો.

જીવનસામર્થ્યને ઉંચાઈ તથા વજન સાથે વધારે સંભવ છે એટલે કે તે ઉંચાઈ તથા વજનપર આધાર રાખે છે. એટલે કે અમુક ઉંચાઇના મનુષ્યનું સાધારણ વજન આટલું હોવું જોઇએ તેમ જ તેનું જીવનસામર્થ્ય પણ આટલું હોવું જોઇએ તેનો પણ વિદ્વાનોએ નિર્ણય કર્યો છે. સામાન્ય રીતે પાંચથી ૭ ફીટની ઉચાંઇવાળા મનુષ્યમાં દર ઈંચે આઠ ઘ. ઈ. નો વધારો થાય છે. અને તે પ્રમાણે વિદ્વાનોએ પાંચ ફીટ ઉંચાઇવાળા મનુષ્યનું સાધારણ જીવનસામર્થ્ય ૧૭૫. ઘ. ઈ. અને ૭ ફીટ ઉંચાઇવાળા મનુષ્યનું જીવનસામર્થ્ય આશરે ૨૫૫ ઘ. ઈ. હોવું જોઇએ એમ નિર્ણય કર્યો છે.

ઉપર કહ્યા પ્રમાણે પાંચ ફીટ ઉંચાઈવાળા મનુષ્યનું જીવનસામર્થ્ય આશરે ૧૭૫ ઘ. ઈ. અને ૭ ફીટ ઉંચાઈવાળા મનુષ્યનું જીવનસામર્થ્ય

આશરે ૨૫૫ ઘ. ઈ. હોવાનો વિદ્વાનોએ જે નિર્ણય કર્યો છે તે ઘણુંકરીને તંદુરસ્ત મનુષ્યના માટે છે, પણ જ્યારે દરદીને ક્ષયરોગ લાગુ પડી આવે છે તેમ જ બીજા કોઇ પણ કારણથી શરીરમાં નબળાઈ આવી જવા પામે છે ત્યારે વ્યાધિ અને અશક્તિના પ્રમાણમાં જીવનસામર્થ્યમાં ઘણો ફેરફાર થઇ જવા પામે છે અને તેનો પણ વિદ્વાનોએ લગભગ અડસટ્ટો કાઢ્યો છે અને તેનું આશરે પ્રમાણમાં નીચે આપવામાં આવ્યું છે.

**ત્રીસથી પાંત્રીસ વર્ષની ઉમરના મનુષ્યની તંદુરસ્ત અવસ્થામાં તેમ જ ક્ષયરોગની અવસ્થામાં તેની ઉંચાઇ તથા વજનના પ્રમાણમાં જીવનસામર્થ્યનો કોઠો**—Table of height, weight, and Vital capacity.

| ઉંચાઈ. ફી. ઈ. | વજન. રતલ. | તંદુરસ્તીમાં. ઘ. ઈ. | જીવનસામર્થ્ય. ક્ષયના પહેલા દરજ્જામાં ઘ.ઇ. | બીજા દરજ્જામાં ઘ. ઈ. | ત્રીજા દરજ્જામાં ઘ. ઈ. |
|---|---|---|---|---|---|
| ૫—૦થી૫—૧ | ૧૨૦ | ૧૭૪ | ૧૧૭ | ૯૯ | ૮૨ |
| ૫—૧ ,, ૫—૨ | ૧૨૬ | ૧૮૨ | ૧૨૨ | ૧૦૨ | ૮૬ |
| ૫—૨ ,, ૫—૩ | ૧૩૨ | ૧૯૦ | ૧૨૭ | ૧૦૮ | ૮૯ |
| ૫—૩ ,, ૫—૪ | ૧૩૯ | ૧૯૮ | ૧૩૩ | ૧૧૩ | ૯૩ |
| ૫—૪ ,, ૫—૫ | ૧૪૨ | ૨૦૬ | ૧૩૮ | ૧૧૭ | ૯૭ |
| ૫—૫ ,, ૫—૬ | ૧૪૫ | ૨૧૪ | ૧૪૩ | ૧૨૨ | ૧૦૦ |
| ૫—૬ ,, ૫—૭ | ૧૪૮ | ૨૨૨ | ૧૪૯ | ૧૨૭ | ૧૦૪ |
| ૫—૭ ,, ૫—૮ | ૧૫૫ | ૨૩૦ | ૧૫૪ | ૧૩૧ | ૧૦૮ |
| ૫—૮ ,, ૫—૯ | ૧૬૨ | ૨૩૮ | ૧૫૯ | ૧૩૬ | ૧૧૨ |
| ૫—૯ ,, ૫-૧૦ | ૧૬૯ | ૨૪૬ | ૧૬૫ | ૧૪૦ | ૧૧૬ |
| ૫—૧૦ ,, ૫-૧૧ | ૧૭૪ | ૨૫૪ | ૧૭૦ | ૧૪૫ | ૧૧૯ |
| ૫—૧૧ ,, ૬—૦ | ૧૭૮ | ૨૬૨ | ૧૭૬ | ૧૪૯ | ૧૨૩ |

ઉપરના કોઠાનો અર્થ નીચે પ્રમાણે છેઃ– એટલે કે ત્રીશથી પાંત્રીશ વર્ષની ઉમરનો જુવાન પુરૂષ કે જેની ઉંચાઈ આશરે પાંચ ફીટની હોય તેનું સામાન્ય વજન ૧૨૦ રતલ હોવા સંભવ છે, તેમ જ તંદુરસ્ત અવસ્થામાં તેનું જીવનસામર્થ્ય આશરે ૧૭૪ ઘ. ઇ. હવાનું હોવા સંભવ છે. અને તેનું ક્ષયરોગના પહેલા દરજ્જામાં ૧૧૭ ઘ. ઇ. બીજા દરજ્જામાં ૯૯. ઘ. ઈ. અને ત્રીજા દરજ્જામાં ૮૨ ઘ. ઇ. જીવનસામર્થ્ય હોવા સંભવ છે.

ઉપર પ્રમાણે ૫ થી ૬ ફીટ ઉંચાઇના મનુષ્યનું જીવનસામર્થ્ય તથા વજન ઉપરના કોઠામાં લખ્યા પ્રમાણે હોવું જોઈએ અને તે પરથી વ્યાધિના સ્વરૂપનું જ્ઞાન થઈ શકે છે.

**સ્પીરોમીટર એટલે જીવનસામર્થ્યજાણવાના યંત્રની રચના—**The Construction of a Spirometer—આપણે ઉપર જીવનસામર્થ્ય વિષે કેટલીક ઉપયોગી હકીકતો કહી ગયા, પણ તે જાણવાનું યંત્ર કે જે સ્પીરોમીટર કહેવાય છે તેની રચના વિષે કહેવામાં આવ્યું નથી પણ તે જાણવા જેવું હોવાથી તેની રચના વીગેરેની સામાન્ય હકીકત નીચે આપવામાં આવી છે.

સ્પીરોમીટર એ ટીનનું બનાવેલું એક નાનું ગોળાકાર સીલીન્ડર હોય છે અને તેમાં પાણી ભરેલું હોય છે. આ પાણીથી ભરેલા સીલીન્ડરની અંદર આવી જાય તેવું એક બીજું નાનું સીલીન્ડર તેની અંદર ઉંધુ મુકવામાં આવ્યું હોય છે, અને તેની ઉપર એક ઢાંકણું રાખેલું હોય છે અને તેને રબરની નળી જેવું લગાડેલું હોય છે. આ રબરની નળી મારફતે એક દીર્ઘ શ્વાસ લઇને એક નિશ્વાસ વાટે હવા જવા દેવામાં આવે છે. એટલે કે એક ઉંડો શ્વાસ લીધા બાદ નિશ્વાસની બધી હવા તેમાં તે નળી વાટે દાખલ થવા દેવામાં આવે છે. ઉપર પ્રમાણે નિશ્વાસની હવા તેમાં જવાથી ઉપરનું સીલીન્ડર હવાના પ્રમાણમાં ઉંચુ થવા પામે છે. બીજું સીલીન્ડરની બાજુએ તે સીલીન્ડર કેટલું ઉંચુ થયું છે તે આંકડા બનાવનારા માપની

ગોઠવણ રાખેલી હોય છે અને તેથી તે કેટલું ઉચું થયું છે તે જાણી શકાય છે એટલે તે કેટલા ઘ. ઈંચ ઉચું થવા પામ્યું છે અને તેનું જીવનસામર્થ્ય કેટલું છે તે સહેલથી જાણી શકાય છે.

**ક્ષયરોગના રોગજંતુઓ માટે દરદીના ગળફાની તપાસની જરૂરીયાત**—The necessicity of examing the sputum for tubercale Bacilli–જોકે ઉપર કહેલા શારીરિક લક્ષણો પરથી તેમજ ફેફસાંની સ્થાનિક તપાસ પરથી ક્ષયરોગની શરૂઆતની બારીકીથી તપાસ કરનારને સામાન્ય રીતે ખબર પડી જાય છે તોપણ કેટલીકવાર બારીક તપાસને અંતે પણ ક્ષયરોગ શરૂ થતો હોવાની શંકા રહેલી જોવામાં આવે છે અને તેથી સંપૂર્ણ અને નિશ્ચયાત્મક નિદાનને માટે દરદીના ગળફાની તપાસ કરવાની ખાસ જરૂરીયાત રહે છે. એટલુંજ નહીં પણ કેટલાક વિદ્વાનોના અભિપ્રાય પ્રમાણે ક્ષયરોગના નિદાનમાં ગળફાની તપાસ એ એક બહુજ અગત્યની વાત છે અને તેને લીધે હાલમાં દરેક સુજ્ઞ ચિકિત્સક દરદીના ગળફાની તપાસ કર્યા વીના રહેતો નથી. અને જ્યારે તેની તપાસમાં થોડા ઘણા ક્ષયરોગના જંતુઓ માલમ પડે છે ત્યારે તેઓ શકપડતી રીતે અગર તો ખુલ્લી રીતે ક્ષયરોગ હોવાનું જાહેર કરે છે.

ક્ષયરોગ એ હાલમાં એક જંતુજન્ય વ્યાધિ હોવાની સર્વમાન્ય રીતે ખાત્રી થઈ છે અને તે પ્રમાણે તે જંતુઓ દરેક ક્ષયરોગીના ગળફામાં વહેલા મહોડા જોવામાં પણ આવે છે. સામાન્ય રીતે આ જંતુઓ ખાસ કરીને દરદીના ગળફા અગર થુંકમાંજ મળી આવે છે તોપણ કોઇ કોઈ વિદ્વાનોના મત પ્રમાણે વ્યાધિ જોસમાં આવતાં તે જંતુઓ દરદીના લોહીમાં તેમજ કોઈ કોઇ વાર દરદીના ઝાડામાં પણ મળી આવે છે.

સાધારણ રીતે આ રોગજંતુઓ ક્ષયરોગીના ગળફાની જ તપાસમાં મળી આવવા જોઈએ અને મળી પણ આવે છે તોપણ મોટા ભાગે તે જંતુઓ વ્યાધિ વૃદ્ધિ પામતાં અને દરદીને છુટથી

કફનો નીકાશ થતાં વધારે પ્રમાણમાં મળી આવવાનો સંભવ છે એટલે કે વ્યાધિની શરૂઆતમાં તેઓ સહેલાઈથી મળી આવતા નથી માટે શરૂઆતમાં એક બે વખતની તપાસમાં તેઓ મળી ન આવે તો શક પડતાં દરદીના ગળફાની અનેકવાર તપાસ કરવાની જરૂર રહે છે એટલે કે એક બે વખતની તપાસમાં જંતુઓ મળી ન આવે તો ક્ષયરોગ નથી એમ કહી દેવું ન જોઈએ; પણ બીજાં લક્ષણો જણાતાં હોય તો અનેકવાર તપાસ કરી પુર્ણ નિશ્ચય કરવો જોઈએ.

સાધારણ રીતે ઉપર કહેલાં લક્ષણો તેમજ તપાસ પરથી ક્ષય-રોગનું સામાન્ય નિદાન થઈ શકે છે તોપણ જો કોઈપણ કેસમાં શંકા જેવું લાગે તો પછી તે દરદીના ગળફા તથા થુંકની તપાસ કરાવવી જોઈએ. જોકે હાલમાં દરેક દાક્તરો નિયમિત રીતે પ્રથમ દરેક દરદીના ગળફાની તો ખાસ કરીને તપાસ કરાવે છે, પણ જો કદાચ તે વાત ખ્યાલમાં આવી ન હોય તો તે યાદ કરીને ગળફાની તપાસ જરૂર કરાવવી, કારણકે તે તપાસ કરવાથી જો ખરેખરો ક્ષયરોગ હશે તો તેમાં ક્ષયરોગના રોગજંતુઓ જરૂર માલમ પડી આવશે. સામાન્ય રીતે જોકે પહેલી તપાસની અંદર ક્ષયરોગ લાગુ હોય તો તેના રોગજંતુઓ મળી આવ્યા વીના રહેતાં નથી પણ કોઈ કોઈ કેસમાં એકજ વખતની તપાસમાં તે જંતુઓ મળી પણ આવતા નથી. માટે કદાચ પહેલી વખતની તપાસમાં રોગજંતુઓ મળી આવે તો શક પડતા દરદીના ગળફાની વખતો વખત તપાસ કરાવવી જોઈએ, કારણકે બીજાં લક્ષણોની સાથે ગળફામાં જો રોગજંતુઓ મળી આવે તો ક્ષયરોગનું પાકું નિદાન થઇ આવે છે. આ પ્રમાણે ગળફાની ખાસ તપાસ કરવાનું કારણ એ છે કે કોઈ કેસમાં ક્ષય-રોગ શાવાય પણ ક્ષયરોગને મળતાં લક્ષણો જણાતાં હોય છે અને તેને ક્ષયરોગ કુટી મારવામાં આવે છે, માટે શક પડતા કેસમાં ગળફાની તપાસ કરાવ્યા વીના રહેવું નહીં, કારણકે ગળફાની તપા-સના અંતે ક્ષયરોગનું પાકું નિદાન થઈ શકે છે.

**ક્ષયરોગના રોગજંતુઓ માટે ગળફાની તપાસના પ્રકારો**—Methods of sputum examination for tubercule Bacilli-વિદ્વાન ચિકિત્સકો ક્ષયરોગના રોગજંતુઓ માટે ગળફાની અનેક રીતે તપાસ કરે છે અને ગળફામાં રોગજંતુઓ છે કે નહીં તેની પાકી ખાત્રી કરે છે. સામાન્ય રીતે શરૂઆતમાં દરેક વિદ્વાનો Staining method સ્ટેઇનીંગ મેથડનો ઉપયોગ કરે છે અને તેનાથી ઘણું કરીને જંતુઓની શોધ થઇ શકે છે, પણ કોઇ કોઈ કેસમાં જ્યારે તે રીતથી જંતુઓનો નિર્ણય થઇ શકતો નથી અને શક રાખવાનું કારણ મળતું હોય ત્યારે તેઓ કોઇપણ જાતની Concentration method કનસેન્ટ્રેશન મેથડથી તપાસ કરે છે અને તેમાં પણ Antiformin method એન્ટીફોર્મીન મેથડ એ હાલમાં સર્વમાન્ય રીતે વપરાય છે. જોકે ગળફાની તપાસ વિદ્વાનો અનેક રીતે કરે છે પણ સર્વેનું ધ્યેય એકજ છે એટલે કે દરદીના ગળફા અગર થુંકમાં રોગજંતુઓ છે કે નહી અને છે તો તે કેટલા પ્રમાણમાં છે તે જાણવાનું છે. થુંક અને ગળફાની પેઠે બાળકો વીગેરેના ઝાડાની પણ તપાસ કરાય છે અને તેનાથી પણ રોગજંતુઓની હાજરી શોધી કઢાય છે. ઝાડાની પેઠે લોહીની પણ કોઇ કોઇવાર તપાસ કરવામાં આવે છે.

ઉપર કહેલા ગળફાની તપાસ કરવાની રીતોનું અત્ર આપણે વીગતવાર વર્ણન આપી શકતા નથી કારણકે તે વિષય તેના ખાસ અભ્યાસીઓનો છે તેમજ તે જલદી સમજી શકાય તેવો નથી.

**કેટલાક વધારે શકપડતા દરદીઓના નિદાન માટે બીજા કેટલાક નિદાનના પ્રકારો**—Several other accessory diagnostic aids for more suspicious cases-ઉપર કહેલા શારીરિક લક્ષણોની સાથે દરદીના ગળફામાં રોગજંતુઓ મળી આવે તો પછી ક્ષયરોગ શરૂ થયેલો અગર શરૂ થતો હોવાની પાકી ખાત્રી થઈ જાય છે અને યોગ્ય ચિકિત્સા જલદીથી શરૂ કરવામાં

આવે છે, પણ દીલગીરીની અને મુશ્કેલીની વાત એ છે કે રોગ-જંતુઓ જે દેખાય છે તે મોટા ભાગે વ્યાધિ સહેજસાજ વધી ગયા પછી એટલે કે ફેફસાંમાં વધારે સ્થાનિક વિકૃતિ થયા પછીજ જોવામાં આવે છે, એટલે કે વ્યાધિની શરૂઆતમાં તે જંતુઓ જોવામાં આવતાં નથી પણ ઘણું કરીને વ્યાધિ તેના પહેલા દરજ્જાની પણ બહાર નીકળી જવા પામ્યો હોય છે ત્યારે જણાય છે. અને તેટલા માટે વધારે શકપડતા દરદીઓના નિદાન માટે વિદ્વાનોએ બીજા કેટલાક નિદાનના પ્રકારોની શોધ કરી છે કે જે વડે શરૂ થતા વ્યાધિની તેમજ જેમાં વધારે પ્રમાણમાં શારીરિક લક્ષણો બહાર પડયાં ન હોય તેમજ જેમાં વધારે ફેફસાનાં સ્થાનિક લક્ષણો પણ જણાવા માંડયા ન હોય તેઓનું પણ પાકું નિદાન થઇ શકે છે અને તાત્કાલીક ચિકિત્સા શરૂ થઈ શકે છે, કારણકે આ વ્યાધિની જેમ જલદી સારવાર થઈ શકે તેટલા પ્રમાણમાંજ આ વ્યાધિ સાધ્ય થઈ શકે છે.

**એક્ષરે વડે કરવામાં આવતી તપાસ**—The X Ray Examination–ક્ષયરોગની પ્રાથમિક અવસ્થાના નિદાન માટે કેટલીકવાર એક્ષરેનો પણ ઉપયોગ કરવામાં આવે છે. અને તે વડે કેટલીકવાર પાકું નિદાન થઈ શકે છે. જોકે તેનો ઉપયોગ કરવામાં કેટલીક કડાકુટ અને મુશ્કેલી છે એટલે કે તે બહુ ખર્ચાળ છે અને તેમ છતાં તેનાથી પણ કોઇ કોઇવાર પાકું નિદાન થઇ શકતું નથી તેથી હાલમાં તેનો વધારે ઉપયોગ કરવામાં આવતો નથી તોપણ કેટલાક વિદ્વાનોના મત પ્રમાણે બહુજ શકપડતા દરદીઓમાં તેનો પણ ઉપયોગ કરવાની જરૂર રહે છે, કારણકે કેટલાક કેસોમાં બીજા કોઇથી નિર્ણય થઇ શકયો નહોતો ત્યારે આ પ્રમાણેની તપાસથી પાકો નિર્ણય થઇ શકયો હતો, માટે જરૂર લાગતાં તેનાથી પણ બને તો તપાસ કરાવી લેવી.

**ધી ટયુબરકયુલીન ટેસ્ટ**—The Tuberculin Test–ટયુબરક્યુલીન એ ક્ષયરોગના જંતુઓમાંથીજ કરવામાં આવતો એક

પદાર્થ છે અને તેનો ઉપયોગ પ્રથમ વિદ્વાન દાક્તર કોકે શરૂ કર્યો હતો. જોકે ટયુબરક્યુલીનનો ઉપયોગ ક્ષયરોગના એક ઉપાય તરીકે આજદીન સુધી કરવામાં આવતો હતો અને હજુ પણ કરવામાં આવે છે પણ ખાસ કરીને હાલમાં તેનો વધારે ઉપયોગ ક્ષયરોગના નિદાન માટે વધારે કરવામાં આવે છે. સામાન્ય રીતે જે મનુષ્યોને ક્ષયરોગનો અંશ માત્ર પણ ચેપ લાગુ પડયો હોય તેનામાં ટયુબરક્યુલીનના ટેસ્ટથી કેટલાંક ખાસ ચિન્હો જણાઈ આવે છે અને તેટલા પરથી તેને ક્ષયરોગ લાગુ પડયો છે એમ પુરી ખાત્રી થઈ જાય છે અને જેને જરા પણ ચિન્હો જણાય નહી તો તે મનુષ્યને ક્ષયરોગ જેવું કાંઇ નથી અગર નહીં હોય તેમ અનુમાન થઇ શકે છે. ટયુબરક્યુલીનના એક ઔષધ તરીકેના ઉપયોગ વિષે આપણે અત્રે કાંઈ કહેવાનું નથી પણ માત્ર તેના નિદાન તરીકેના ઉપયોગ માટે કહેવાનું છે અને તેની સામાન્ય સમજ નીચે પ્રમાણે છે. નિદાન માટે ટયુબરક્યુલીનનો નીચે પ્રમાણે ઉપયોગ કરવામાં આવે છેઃ—

**દાક્તર મોરોની રીત પ્રમાણેનો ટેસ્ટ**—Dr. Moro's Test–આ પ્રકારને Percutaneous Test પરક્યુટેનીઅસ ટેસ્ટ પણ કહે છે. આ પ્રકારમાં ટયુબરક્યુલીનયુક્ત બનાવેલ મલમ ચામડીપર અમુક વખત લગાડવામાં આવે છે અને જો દર્દીના શરીરમાં ક્ષયરોગની કોઇપણ અસર હોય, તેને મલમ લગાડેલ જગાએ ફોડલાઓ લાગ્યા જેવું જણાઇ આવે અને બીજાં કેટલાંક લક્ષણો જણાય છે. જો કાંઈ પણ અસર ન જણાય તો તે દરદીને ક્ષયરોગ નથી એમ માનવામાં આવે છે.

**ડૉ. કાલમેટ ઓપ્થેલમીક ટેસ્ટ**—Dr. Calmett's Ophthalmic Test–આ પ્રકારમાં ટયુબરક્યુલીનના એક ટકાના પ્રવાહીનું એકાદ ટીપું આંખમાં નાંખવામાં આવે છે. અને જો તે મનુષ્યની આંખ ઉઠી આવે અગર બીજાં તેને લગતાં ચિન્હો જોવામાં આવે તો તે મનુષ્યના શરીરમાં ક્ષયરોગનો ચેપ હોવાનું અને ક્ષય-

રોગ અમુક અંશે લાગુ પડયાની ખાત્રી થાય છે.

**ડૉ. વાન પીર્કવેટ ટેસ્ટ**—Dr. Van Pirquet's Test–આ પ્રકારના ટેસ્ટને The cutaneous Test પણ કહે છે. આ પ્રકારમાં દરદીના હાથપર થોડા થોડા ચટકા જેવું કરીને તેમાં દા. કોકના ઓલ્ડટયુબરકયુલીનના પ્રવાહિનું એકાદ ટીપું દાખલ કરવામાં આવે છે. જો દરદીના શરીરમાં ક્ષયરોગનો અંશ હોય તો તેને તે જગાએ ફોડકા જેવું થોડા વખતમાં અગર તો એકાદ દીવસમાં જણાઇ આવે છે. અને જો કાંઈ પણ અંશે ક્ષયરોગનો ચેપ ન હોય તો તેને કાંઇ પણ અસર થતી નથી.

**સબકયુટેનીઅસ ટેસ્ટ**—Subcutaneous Test–આ પ્રકારમાં દાક્તર કોકના ઓલ્ડટયુબરકયુલીનના પ્રવાહિને ત્વચા વાટે શરીરમાં યોગ્ય પ્રમાણમાં અમુક વખત દાખલ કરવામાં આવે છે. જો તે મનુષ્યના શરીરમાં ક્ષયરોગની કાંઈ પણ અસર હોય તો તેના શરીરમાં તાવ તથા બેચેની વીગેરે ઉપદ્રવો જણાઇ આવે છે. તેમજ ટયુબરકયુલીન દાખલ કર્યાની જગાએ પણ કાંઈ કાંઈ લક્ષણો જણાય છે તેમજ ફેફસાંની અંદર જે ઠેકાણે ઉપદ્રવ શરૂ થયો હોય તે જગાએ પણ કેટલાંક સ્થાનિક લક્ષણો જણાઇ આવે છે અને વ્યાધિની ખાત્રી થાય છે; અને જો કાંઇ પણ લક્ષણો જોવામાં ન આવે તો દરદીના શરીરમાં કાંઇપણ નથી એવી ખાત્રી થઇ શકે છે.

ટયુબરકયુલીનના ઉપયોગ વિષે કેટલીક ઉપયોગી ચેતવણીરૂપ સુચના. જો કે નિદાન માટે ટયુબરકયુલીનના ઉપયોગ માટે ઘણાખરા વિદ્વાનો એકમત છે તોપણ તે પૈકી કોઈ કોઇ વિરૂદ્ધ પણ છે. એટલે કે તેમનું કહેવું એ છે કે કોઇ કોઇવાર ટયુબરકયુલીનના ઉપયોગથી ગુપ્તરીતે પડી રહેલો ક્ષયરોગ તાજો થઇ આવે છે અને તેનાં લક્ષણો શરૂ થાય છે એટલે કે નિદાન કરવા જતાં વ્યાધિ શરૂ થવા પામે છે. ઉપર પ્રમાણેની માન્યતા ટયુબરકયુલીનના શોધ વખતે ઘણાં વિદ્વાનોની હતી પણ હાલમાં તે માન્યતા કમી થવા આવી છે અને

વિદ્વાનો નિદાન માટે તેનો ઉપયોગ કરે છે. બીજું ટયુબરક્યુલીનનો ઉપયોગ માત્ર હુશીઆર અને અનુભવીના હાથથી જ પુરતી કાળજી-પુર્વક કરાવવો જોઇએ અને તે પણ માત્ર બે ત્રણ વખત કરતાં વધારે વખત નહીં. બીજું ક્ષયરોગ બહુ વધવા પામ્યો હોય તેમજ દરદીને તાવ વીગેરે વધારે જોસમાં હોય તેમજ જે દરદીને ગળફાની સાથે લોહી પડતું હોય તેવા દરદીને ટયુબરક્યુલીનનો બીલકુલ ઉપયોગ કરવો નહીં. ટયુબરક્યુલીનનો નિદાન માટેનો ઉપયોગ જ્યારે બીજા કોઈ પણ સાધનથી નિશ્ચયાત્મક નિદાન થઇ શકતું ન હોય ત્યારે છેવટનું હથીઆર છે.

**ધી ઓપસોનીક ઇન્ડેક્ષ ટેસ્ટ અથવા ધી સીરમ રીએકશન ટેસ્ટ**–The opsonic index test or The serum Reaction Test—આ પ્રકારનો ટેસ્ટ પણ કેટલાક દાક્તરો નિદાન માટે વાપરે છે અને તેનો મૂળ પ્રવર્તક દાક્તર A. E. Wright એ. ઇ. રાઇટ છે. આ પ્રકારમાં પ્રથમ શકપડતા દરદીના લોહી માંહેના સીરમમાં ઓપસીનનું કેટલુ પ્રમાણ છે તેનો નિર્ણય કરવામાં આવે છે અને ત્યારબાદ તંદુરસ્ત આદમીના લોહી માંહેના સીરમમાં તેનું કેટલું પ્રમાણ છે તે જાણી તેના તફાવત પરથી વ્યાધિનું નિદાન કરવામાં આવે છે. આ વિષય બહુ ગહન હોવાથી માત્ર તે ખાતાના વિદ્વાનોનો હોવાથી તે વિષે વધારે વિગતમાં ઉતરતા નથી. સામાન્યરીતે તંદુરસ્ત મનુષ્યમાં ઓપસીનનું પ્રમાણ ૦–૮ થી નીચે અને ૧–૨ થી ઉપર જતુ નથી અને જે મનુષ્યને તે બન્ને પ્રમાણ કરતાં ઓછુ વધતું જોવામાં આવે તેને ક્ષયરોગની અસર છે એમ માનવામાં આવે છે.

**ભૂજાઅસ્થિના પ્રતિક્ષેપક લક્ષણરૂપ પરિક્ષા**–Ulnar Reflex test—આ એક વિચિત્ર પ્રકારની પરિક્ષા છે અને તેનો ક્ષયરોગની પ્રાથમિક અવસ્થાનું નિદાન કરવા માટે ઉપયોગ કરવા દાક્તર J. J. Galbraith જે. જે. ગાલબ્રેઇથે જણાવ્યું છે, અને તેનું

વિગતવાર વર્ણન ૧૯૦૭ ના પ્રેક્ટીશનર નામના માસિકમાં આપવામાં આવ્યું છે. આ પરિક્ષામાં દરદીના હાથનો આગલો ભાગ forearm ખુલ્લો કરીને અને આંગળીયોના સ્નાયુઓ ઢીલા રાખીને તે હાથ વાળેલી સ્થિતિમાં રાખવામાં આવે છે. અને ત્યારબાદ એક ટાંકણી લઈ તેને હાથના હાડકાની લાઇનમાં કોણીથી તે પોહોંચાના હાડકાં સુધી સેજસાજ જોરથી ફેરવવામાં આવે છે. આ પ્રમાણે કરવાથી ક્ષયરોગીના હાથનું Abductor minimi digit નામનું સ્નાયુ સંકોચાશે, અને તેના પરિણામે હાથની હથેળીના ફરતી તેમજ આંગળીયોના મુળના ભાગની માંસયુક્ત સ્થુળતામાં Hypothenar eminence પ્રતિક્ષેપીક સંકોચાયેલી અને કરચલીયોયુક્ત સ્થિતિ Reflex wrinkling થતી જોવામાં આવશે. આ પ્રકારની પરિક્ષા જો કે સર્વમાન્ય તેમજ બહુ જ ઉપયોગી નથી તોપણ જીજ્ઞાસુઓની જાણ માટે આપી છે.

**બીજા કેટલાક ખાસ પ્રકારો**—Other specific Tests નિદાનનો ઉપર કહેલા પ્રકારો ઉપરાંત જીજ્ઞાસુ વિદ્વાઓએ ક્ષયરોગના શકપડતા દરદીના નિદાન માટે બીજા કેટલાક પ્રયોગોની પણ શોધ કરી છે, પણ તે સર્વે હજુ સર્વમાન્ય થયેલ નહીં હોવાથી તેમજ તેમાં બહુજ અનુભવની જરૂરીયાત હોવાથી તેનો વધારે પ્રચાર થયેલ નથી. તોપણ સાધારણ જાણની ખાતર અમો નીચે પ્રમાણે માત્ર તેનાં નામો જ આપીયે છીએ અને તે નીચે પ્રમાણે છે:—આ પ્રકારના ટેસ્ટોમાં ખાસકરીને દરદીના લોહીમાં ક્ષયરોગના રોગજંતુઓની તંતુઓ પરની ખરાબ અસરના લીધે જે બીજા વિજાતીય પદાર્થો પેદાથવા પામી મિશ્રથવા પામ્યા હોય છે તેનો નિર્ણય કરવામાં આવે છે અને તે પરથી વ્યાધિ શરૂ થયેલ હોવાની ખાત્રી કરવામાં આવે છે. નીચેના ટેસ્ટો હાલમાં કેટલાક વિદ્વાનો વાપરે છે. જેમકે—

**ધી કોમ્પ્લીમેન્ટ ફીક્સેશન ટેસ્ટ—The compliment fixation Test.**

The precipitin Test=ધી પ્રેસીપીટીન ટેસ્ટ.
The cobra Poison Test=ધી કોબ્રા પોઇઝન ટેસ્ટ.
The Agglutination Test=ધી એગ્લ્યુટીનેશન ટેસ્ટ.

**શરૂ થતા ક્ષયરોગની નિદાન પદ્ધતિનો સારાંશ**—શરૂ થતા ક્ષયરોગની નિદાન પદ્ધતિ વિષે આપણે અગાઉ વિગતવાર હકીકત આપી ગયા છીએ અને તે પ્રમાણે અનુક્રમે તપાસ કરવાથી ક્ષયરોગનો પાકો નિર્ણય ઘણું કરીને થઇ શકે છે. ઉપર આપણે વિગતવાર વર્ણન આપેલું હોવાથી અત્રે માત્ર તે સર્વેનું સંક્ષિપ્તમાં જ વર્ણન ચિકિત્સકના ધ્યાનમાં રહે તે માટે આપીયે છીએ.

ક્ષયરોગની શંકા પડતા કોઈપણ દરદીનું નિદાન કરવાનું હોય ત્યારે પ્રથમ દરદીના ચહેરાનો દેખાવ બરોબર જોઇ લેવો. ચહેરાના દેખાવપરથી એટલે કે શરીરની પાંડુતા, તથા કૃષ્યતા પરથી વ્યાધિનું કેટલુંક જ્ઞાન મળી શકે છે. ત્યારબાદ દરદીને હાલમાં જણાતાં લક્ષણો જેવાંકે સુક્ષ્મ પ્રમાણમાં જણાતી ખાંસી, શરીરની ક્ષીણતા, તેમ જ રાત્રીએ જણાતો પસીનો વીગેરે હકીકતો બરોબર જાણી લેવી. ત્યારબાદ દરદીને જીણુ જવર જેવું જણાય છે કે કેમ એટલે કે સાંઝના અગર રાત્રીના વખતમાં કાંઈપણ તાવ જેવું જણાય છે કે કેમ તથા પરોઢીયાના ભાગમાં થોડો ઘણો પસીનો વળતો જોવામાં આવે છે કે કેમ તે પણ જાણી લેવું, કારણકે ઝીણો તાવ તથા પસીનો એ ક્ષયરોગનાં ખાસ લક્ષણો છે અને તેટલા માટે એકાદ બે અઠવાડીયાં સુધી દરરોજ સવારસાંજ દરદીના શરીરની થર્મોમીટરથી તપાસ કરવી. અને જરા પણ તાવ જેવું લાગે તો ક્ષયરોગની શંકા રાખવી. ત્યાર બાદ દરદીના ફેફસાંના અગ્ર ભાગનો Apex સ્ટેથેસકોપવાટે તપાસ કરવી, અને જો તે ભાગના અવાજોમાં વિચિત્રતા અગર કોઈપણ શંકાપડતું લાગે અને તેની સાથે જો દરદીને સેજસાજ તાવ જેવું જણાતું હોય તેમજ ખાંસી વીગેરે સુક્ષ્મ પ્રમાણમાં પણ જણાતાં હોય તો તે શરૂ થતા ક્ષયરોગની નીશાની હશે તેમ

માનવું. ત્યાર બાદ દરદીના ગળફાની ક્ષયરોગના રોગજંતુઓ માટે તપાસ કરાવવી અને તેમાં જો થોડાંઘણાં રોગજંતુઓ મળી આવે તો પછી ક્ષયરોગ ખરેખરો લાગુ પડયો છે એમ માનવું. ક્ષયરોગીના ગળફાની તપાસ બનતાં સુધી બે ચાર વખત કરાવીને પાકો નિર્ણય કરાવવો. પ્રથમ સાધારણ રીતથી તપાસ કરાવવી અને શંકા પડતું લાગે તો પછી કોઈ બીજી કનસેનટ્રેશન Concentration રીતથી અગરતો એન્ટીફોર્મીન રીતથી Anti-formin તપાસ કરાવવી. કારણકે ગળફાની તપાસનો આ પ્રકાર ઠીક છે. બીજું શરૂઆતમાં ઘણુંકરીને દરદીને કફ પડતો હોતો નથી તો તેવે વખતે ગમે તેમ કરીને દરદીનો સવારનો ઉઠે ત્યારે ખાંસીની સાથે થોડો ઘણો જે કફ મળી આવે તે એકઠો કરી તેની તપાસ કરાવવી. બીજું નાના છોકરાઓના કફના બદલે ઝાડાની તપાસ કરાવવી, કારણકે બચ્ચાંઓ ઘણું કરીને કફ બહાર કાઢી શકતાં નથી પણ ગળે ઉતારી જાય છે. તે શીવાય જો વ્યાધિ સહેજ વધારે જણાતો હોય તો પછી દરદીના લોહીની પણ તપાસ કરાવવી, કારણકે તે વખતે કોઈ કોઇવાર લોહીમાં પણ જંતુઓ મળી આવે છે. ત્યાર બાદ જરૂર લાગે તો ઓપસોનીન ટેસ્ટ Opsonin Test પણ કરાવી જોવી. તેમ જ જરૂર લાગે તો પછી એક્ષરેની રીતથી X ray પણ તપાસ કરાવવી.

ઉપર પ્રમાણે જરૂર જણાતાં અનુક્રમે તપાસ કરાવવાથી ક્ષયરોગનું પાકુ નિદાન થઈ શકે છે, પણ તેમ છતાં જો નિર્ણય થઈ શકે નહીં અગરતો દરદીને દેખીતી રીતે ક્ષયરોગ જેવું જણાતું હોય પણ તાવ વીગેરે ઉપદ્રવો જોવામાં આવતા ન હોય તો પછી છેવટે ટયુબરકયુલીન ટેસ્ટ Tuberculin અજમાવી જોવો. આ ટેસ્ટથી ક્ષયરોગનો પાકો નિર્ણય જરૂર થઈ શકે છે. આ પ્રકારની રીત ઘણી મુશ્કેલીભરેલી છે તેમ જ તેના બે ચાર પ્રકારો છે માટે તે કામમાં ખાસ પ્રવીણ હોય તેની મારફતે જ તપાસ કરાવવાનું રાખવું.

**પ્રસિદ્ધ દાક્તરોના કેટલાક બહુ જ ઉપયોગી સિદ્ધાંતો**–હડીક્ષો પાંડુરોગ, ક્લોરોસીસ નામનો વ્યાધિ, શરીરના વજનના ઘટાડાની સાથે જણાતો અગ્નિમાંદ્યતાનો વ્યાધિ, શરીરમાં અમુક સ્થળે જણાતો જીર્ણ પાક, અગર જીર્ણવ્રણ વીગેરે, તેમ જ હોડકીન નામનો વ્યાધિ વીગેરે વ્યાધિઓ ઘણી વખત ક્ષયરોગનાં સુચક લક્ષણો હોય છે અને તેની પાકી તપાસ કરવાથી તે મુળ વ્યાધિ છે કે ક્ષયરોગના સુચક લક્ષણરૂપ છે તેની ખાત્રી થાય છે.

## વિદ્વાન દાક્તર ગીના ત્રણ બહુ જ ઉપયોગી સિદ્ધાંતો.

સામાન્ય રીતે ફેફસાંનાં ઉપરના ભાગનો જીર્ણ વ્યાધિ ઘણું-કરીને ક્ષયરોગજન્ય હોય છે.

સામાન્ય રીતે ફેફસાંનાં સ્થાનિક લક્ષણો જણાયા પહેલાં જ ચિકિત્સા શરૂ કરી દેવી જોઇએ. સ્થાનિક લક્ષણોની રાહ જોવી તે દેખીતી રીતે યોગ્ય વખત ગુમાવ્યા બાદ ચિકિત્સા શરૂ કરવા બરોબર છે એટલે કે બહુ મોહોડી સારવાર કરવામાં આવે છે.

જો કોઇ પણ જુવાન મનુષ્યને ફેફસાંમાંથી થોડો ઘણો પણ રક્તશ્રાવ થાય તો તે લક્ષણ તે મનુષ્યની ક્ષયરોગની ચિકિત્સા કરવા માટેનું એક સુચક લક્ષણ છે. જુવાન સ્ત્રીઓની બાબતમાં આ નિયમ લાગુ નથી કારણકે સ્ત્રીઓને બીજા અનેક કારણોથી રક્તશ્રાવ થવા સંભવ છે.

**ડૉ. લોવર્સન બ્રાઉન જણાવે છે કે**—૧. દરદીના શરીરનો રંગ લાલ ગુલાબી તેમ જ તંદુરસ્ત જેવો દેખાતો હોય તો પણ તેને ક્ષયરોગ નહીં હોય અગર નથી અગર હોય જ નહીં એવું માનવાને કારણ નથી, કારણકે તેવી સ્થિતિવાળા મનુષ્યોને પણ ઘણીવાર ક્ષયરોગ જેવું જણાતું હોય છે.

૨. કોઈપણ દરદીને ક્ષયરોગનાં શારીરિક લક્ષણો જણાતાં હોય

તો પછી તે લક્ષણો ગમે તેવા પ્રકારનાં અગર ગમે તેવાં નરમ અગર સખત હોય તો પણ તે દરદીને કદાચ ક્ષયરોગ જેવું હોય અગર હશે એમ માનીને હમેશાં કામ લેવું જોઇએ.

૩. ક્ષયરોગીના સંસર્ગમાં જો બીજો કોઇ તંદુરસ્ત મનુષ્ય લાંબો વખત રહેવા પામે તો તે મનુષ્યને ક્ષયરોગનો ચેપ લાગુ પડી આવવા સંભવ છે, પણ તેમાંથી ખરેખરો ક્ષય લાગુ પડવા માટે કેટલીક નબળાઈ લાવે તેવાં કારણો તેમ જ બીજા કેટલાક સહાયકારી કારણોની જરૂર રહે છે.

૪. ક્ષયરોગનાં સામાન્ય શારીરિક લક્ષણોપરથી ક્ષયરોગનુ નિદાન કરાવવાનું કારણ મળે છે એટલે તેટલા પરથી તેનું નિદાન થઈ શકે છે, જ્યારે ફેફસાંની અંદરના કેટલાક સ્થાનિક લક્ષણો પરથી કયા ફેફસાંમાં તેમ જ ફેફસાંના કયા ભાગમાં વ્યાધિ શરૂ થયો છે તેની ખબર પડે છે.

૫. ફેફસાંમાં જો કોઈ પણ જાતનાં ખાસ સ્થાનિક લક્ષણો જણાતાં ન હોય તો પણ જો કોઇ દરદીના શરીરમાં ફીકાશ જેવું જણાતું હોય, તેમ જ દરદીને બચપણથી ખાસ કરીને લાંબો વખત ક્ષયરોગનો ચેપ લાગે તેવી સ્થિતિમાં રહેવું પડ્યું હોય તેમ જ બચપણ દરમ્યાન તેને કંઠમાળ જેવું કોઈ જણાયું હોય, તેમજ તે દરદીને હમણાં અમુક વખત નબળાઈ આવે તેવી સ્થિતિમાં રહેવું પડ્યું હોય તેમ જ તેને કેટલાંક સ્થાનિક તેમ જ શારીરિક લક્ષણો જણાતાં હોય તો તેવા દરદીનું ક્ષયરોગ માટેનું નિદાન કરાવવું જોઇએ.

૬. તમારા દરદીઓને, તમારા મિત્રોને તેમ જ તમારા કુટુંબી જનોને બીજા મનુષ્યોની પેઠે તમારી મારફતે ક્ષયરોગનો ચેપ લાગુ પડી આવવાનો સંભવ છે તેનો ખ્યાલ રાખવો.

૭. કેટલીક વાર ક્ષયરોગના નિદાનમાં સ્થાનિક લક્ષણોને બહુ વિશેષપણે અગત્યતા આપવામાં આવે છે.

૮. સ્થાનિક લક્ષણો કરતાં શારીરિક લક્ષણો ક્ષયનું નિદાન તેમ જ વ્યાધિનું સ્વરૂપ જાણવા માટે વધારે ઉત્તમ સાધન છે.

૯. સ્થાનિક લક્ષણો જણાતાં ન હોય પણ શારીરિક લક્ષણો જણાતાં હોય તો તાત્કાલિક ઉપાયો કરવાની જરૂર છે, તેને બદલે શારીરિક લક્ષણોની ગેરહાજરીમાં માત્ર સ્થાનિક લક્ષણો જણાતાં હોય તો માત્ર પુરતી કાળજી રાખવાની જરૂર છે.

૧૦. સુક્ષ્મ પ્રમાણમાં પણ નિયમિત રીતે દરરોજ શરીરની ગરમી વધી આવવી એટલે કે સહેજસાજ જીર્ણજ્વર જેવું જણાવું તથા નાડીના વેગમાં સેજસાજ નિયમિત વધારો લાગવો, એ બે લક્ષણો ઘણુંકરીને ક્ષયરોગની શરૂઆતમાં જણાય છે.

૧૧. ક્ષયરોગનાં શારીરિક તેમ જ સ્થાનિક લક્ષણો પરથી ક્ષયરોગનું અનુમાન ન થઈ શકે એટલે કે તે બન્ને લક્ષણો પરથી પણ ક્ષયરોગનું નિદાન ન થઈ શકે તો તે પણ દરગુજર કરી શકાય, પણ કોઇપણ જીર્ણ ખાંસીના દરદીના ગળફાની તપાસ કરવાનું ભુલી જવામાં આવે અગર તો તપાસ કરવામાં ન આવે તો તે દરગુજર કરી શકાય નહીં એટલે કે તેવા દરદીના ગળફાની તપાસ કરવી તે બહુ જ અગત્યની વાત છે.

૧૨. ગળફાની અંદર ક્ષયરોગના જંતુઓ માલમ ન પડે તો ઘણુંકરીને એમ સમજાય છે કે શ્વાસનળીકામાં બરોબર ક્ષત પડયું નથી, એટલે કે બીજાં લક્ષણો જણાતાં હોય પણ ગળફામાં રોગજંતુઓ જણાતાં ન હોય તો ક્ષયરોગ નથી અગર નહીં હોય તેમ માનવાને કારણ નથી, કારણકે ફેફસાંની અંદર સ્થાનિક વિકૃતિ થવા પામે ત્યારે જ ઘણું કરીને તેમાં રોગજંતુઓ દેખાવા માંડે છે.

૧૩. જે મનુષ્યોને ક્ષયરોગ લાગુ થયો હોય તેનું સાધારણ વજન તેની ઉંચાઇ તથા ઉમરના પ્રમાણમાં કુદરતી રીતે જેટલું વજન હોવું જોઇએ તે કરતાં દસ રતલ કમતી રહે છે.

૧૪. ફેફસાંની શ્રવણ પરિક્ષામાં ખાંસી ખાધા બાદ અંતરશ્વાસ લેતી વખતે જે ધ્વની સંભળાય છે તે અવાજને બરોબર ઓળખી કાઢવો તે ક્ષયરોગના નિદાનનું એક મુખ્ય અંગ છે કારણકે તે અવાજ સ્થાનિક વિકૃતિનું એક મુખ્ય લક્ષણ છે.

૧૫. સામાન્ય રીતે જેટલા પ્રમાણમાં અને જેટલા વિસ્તારમાં સ્થાનિક લક્ષણો જણાતાં હોય તે કરતાં સહેજ વધારે સખત પ્રમાણમાં વ્યાધિનું સ્વરૂપ હોય છે.

૧૬. જ્યાં સુધી વિરૂદ્ધ સાબીત ન થાય ત્યાં સુધી ફેફસાંનાં અગ્ર ભાગ Apex માં જણાતાં લક્ષણો ક્ષયરોગને લીધે છે એમ માનવામાં આવે છે, જ્યારે તેથી ઉલટું ફેફસાંના તળીયાના ભાગ Base માં જણાતાં સ્થાનિક લક્ષણો જ્યાં સુધી ચોકસ સાબીત ન થાય ત્યાં સુધી ક્ષયરોગ નથી અગર નહી હોય એમ માનવાને કારણ મળે છે.

૧૭. જ્યારે જ્યારે શકપડતા દરદીના ગળફાની વખતો વખતની તપાસમાં પણ ક્ષયરોગના જંતુઓ કમતી અગર તદ્દન નહીં-જેવાં હોય તો પછી તે વ્યાધિઓ બ્રોંકીયેટેસીસ, હાઇપિરથાઇરોડીઝમ, ઉપદંશ, ઇનફ્લ્યુએન્ઝા, પલમોનરી ટયુમર અગર હોડકીન ડીઝીઝ વ્યાધિઓ પૈકી એકાદ વ્યાધિ હોય છે.

૧૮. ક્ષયરોગનો પાકો નિર્ણય કરવો મુશ્કેલ છે.

**એક ઉપયોગી સુચના—An important warning—** આ પુસ્તકમાં આપણે ક્ષયરોગની પ્રાથમિક અવસ્થાનાં જે જે લક્ષણો કહ્યાં છે તે દરેક લક્ષણો જોકે ક્ષયરોગ લાગુ પડતાં વહેલાં મહેડાં જણાય છે, પણ તે સાથે અમારે કહેવું જોઇએ કે માત્ર તેવાં લક્ષણો

પરથીજ તે લક્ષણો ક્ષયરોગજન્ય હશે તેમ ઉતાવળા થઈ માની લેવું નહીં, કારણકે તેવાં લક્ષણો ક્ષયરોગ શીવાય બીજા અનેક વ્યાધિઓમાં પણ જણાય છે એટલુંજ નહીં પણ તે પૈકીનાં ઘણાં લક્ષણો મનુષ્યોને અનેક વખત સાધારણ કારણોથી પણ વારંવાર થઇ આવતાં જોવામાં આવે છે. ઉપર કહેલાં લક્ષણો ક્ષયરોગજન્ય હશે અગર હોવાં જોઈએ તે માનવા અગર જાહેર કરવા અગાઉ દરદીએ તેમજ ઘરના મનુષ્યોએ દરદીની પુરી તપાસ કરાવવી જોઈએ, એટલે કે તેના ગળફાની ક્ષયરોગના રોગજંતુઓ માટેની તપાસ કરાવવી જોઇએ. તેમજ દરદીને આગળ પાછળ થોડા ઘણા વખતે ક્ષયરોગનો ચેપ લાગી આવવાનો સંભવ હતો કે કેમ તેનો પણ તપાસ કરાવવો જોઇએ, તેમજ ક્ષયરોગના બીજાં જે જે કારણો જણાવ્યાં છે તે કારણોનો લાંબો વખત યોગ થયો હતો કે કેમ તેનો પણ તપાસ કરાવવો જોઇએ. અને તે પ્રમાણે તપાસની અંદર એટલે કે દરદીના થુંક અગર ગળફામાં ક્ષયરોગના જંતુઓ હોવાનું લાગે તો તેમજ દરદીને ક્ષયરોગનો ચેપ લાગે તેવો સંભવ જોવામાં આવે તો—તેમજ ક્ષયરોગના બીજાં કારણોનો યોગ થવાનું જાણવામાં આવે તો, તેમજ તેની સાથે તે લક્ષણો લાંબો વખત ચાલુ રહેવા પામે અને સાધારણ ઉપાયોથી શાંત પડે નહીં તો પછી તે લક્ષણો કદાચ ક્ષયરોગજન્ય હોય તેમ માની તેના તાત્કાલિક ઉપાયો શરૂ કરી દેવા જોઇએ. એટલે ટુંકામાં કહેવાની મતલબ એ છે કે ક્ષયરોગ હોવાનું માની લીધા પહેલાં પુરતી તપાસ કરાવવાની જરૂર છે એ ખાસ ધ્યાનમાં રાખવું.

ઉપર પ્રમાણે સુચના લખવાનું ખાસ કારણ એ છે કે હાલમાં ઘણાં વૈદ્ય દાક્તરો વ્યાધિના સ્વરૂપમાં ઉંડા નહીં ઉતરતાં માત્ર તેવાં લક્ષણો પરથીજ ક્ષયરોગ ઠોકી બેસાડતા જોવામાં આવે છે અને દરદીને તેમજ ઘરના મનુષ્યોને નકામાં ચિન્તામાં નાંખતા જોવામાં આવે છે. જેથી ઉપર કહ્યા પ્રમાણે ઉતાવળથી નિદાન કરી લેવામાં આવે છે તેથી ઉલટું કેટલાક પ્રમાદિ ચિકિત્સકો દરદીને ક્ષયરોગ લાગુ થતો

જતો હોય છે અને દરેક લક્ષણો સુક્ષ્મરૂપમાં લાંબો વખતથી જણાતાં હોય છે તોપણ ફેફસાંની સ્થાનિક તપાસમાં ઉપરટપકે જોતાં તેઓને કાંઇ લાગે નહીં તો વધારે ઉંડાં નહીં ઉતરતાં દરદીને ક્ષયરોગ જેવું કાંઈ નથી એવું જાહેર કરે છે અને પરિણામે દરદી તેમજ ઘરના મનુષ્યો અંધારામાં રહેવા પામે છે. માટે તેમ પણ થવું ન જોઇએ. ટુંકામાં ક્ષયરોગની શંકા પડતાં તેની તાત્કાલિક તપાસ કરાવતાં જરા પણ ઢીલ થવી ન જોઈએ એવી અમારી સૂચના છે.

## ઉપસંહાર.

પ્રિય વાંચક, વૈદ્યકલ્પતરૂ માસિકની ભેટ તરીકે આ ત્રીજું પુસ્તક આપની સમક્ષ રજુ કરૂં છું. આ પુસ્તક કદાચ આપને શુષ્ક લાગશે એવો મને ભય છે કારણકે આ પુસ્તક માત્ર એક નિદાનનું હોવાથી તેમાં કોઇપણ જાતના ચિકિત્સાક્રમો તેમજ કોઇ પણ જાતના ઔષધપ્રયોગો તેમજ નુસ્ખાઓ આપવામાં આવ્યા નથી, તોપણ આપ જો વિચાર અને મનનપૂર્વક આ પુસ્તક વાંચવાની તસ્દિ લેશો તો આપને કાંઇને કાંઇ ફાયદો જરૂર જણાશે, એટલુંજ નહીં પણ આપના લગતા વળગતા પૈકી હરકોઈને પણ આપ યોગ્ય સલાહ અને મદદ આપી શકશો કારણકે ક્ષયરોગ એ હાલમાં એક બહુજ સામાન્ય વ્યાધિ હોઈ આપની નજર હેઠે આ વ્યાધિથી પીડાતા ઘણાં મનુષ્યો મળી આવવા સંભવ છે.

ક્ષયરોગ એક મહાન વ્યાધિ છે, અને તેથી તે વિષે જેટલું સાહિત્ય બહાર પડે તેટલું ઓછુંજ છે અને તેથી ક્ષયરોગ વિષે મેં એક વિસ્તારપૂર્વક ગ્રંથ લખી રાખ્યો છે કે જેની અંદર ક્ષયરોગ

થવાનાં કારણો, તેનાં લક્ષણો તેમજ તેના વિગતવાર પ્રકારો તેમજ હાલમાં પ્રચલિત એવા તેના દરેક જાતના ચિકિત્સાક્રમો જેવા કે Open air or Sanatorium treatment ઓપનઍર અથવા સેનેટોરીયમ ચિકિત્સા, કલાઇમેટીક ચિકિત્સા, ડાયેટીક એટલે ખોરાક-રૂપ ચિકિત્સા, એન્ટીસેપ્ટીક એટલે જંતુવિનાશક ચિકિત્સા તેમજ દેશી તેમજ અંગ્રેજી ઔષધરૂપ ચિકિત્સા વિસ્તારપૂર્વક આપવામાં આવી છે. આ પુસ્તક ઘણું મોટું હોવાથી સગવડતાને અભાવે બહાર પાડી શકાણું નથી પણ યોગ્ય આશ્રય મળ્યેથી તે થોડા વખતમાં બહાર પાડવામાં આવશે અને આપની સમક્ષ રજુ કરવામાં આવશે એવી ઉમેદ છે. આ પુસ્તકમાં ક્ષયરોગને લગતી દરેક વિગતો વિસ્તા-રપૂર્વક આપવામાં આવી છે.

